## જગતની રંગભૂમિ ઉપરથી જડેલાં

**જીવાતા જીવનનાં સામાજીક નાટકો**

### સરી જતું સૂરત
ધનસુખલાલ મહેતા કૃત
રંગભર્યું રમુજી નાટક
રૂા. ૧–૪–૦

### શરતના ઘોડા
યશવંત પંડ્યાની ચાર ચોટદાર નાટિકાઓ
રૂા. ૧–૮–૦

### રસજીવન
યશવંત પંડ્યાની ન
ભજવાય તેવી નાટિકાઓ
રૂા. ૧–૦–૦

### વરઘોડો
ચન્દ્રલાલ યાજ્ઞિકનું ખંડખોર નાટક
રૂા. ૧–૪–૦

### રંગલીલા
ભજવાય તેવું પ્રહસન
રૂા. ૦–૧૪–૦

શ્રી. હંસા મહેતા કૃત
શેક્સપીઅરના અનુવાદો

### વેનીસનો વેપારી
રૂા. ૨–૦–૦

### હેમ્લેટ
રૂા. ૨–૦–૦

### સોવીએટ નવજુવાની
[હાસ્યભરપૂર]
રૂા. ૧–૦–૦



ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઈ ૨

# અર્વાચીના

રંગભૂમિ - રસિયાંની રંગલીલા



ધનસુખલાલ મહેતા
અવિનાશ વ્યાસ

એક રૂપિયો



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
બુકસેલર્સ · પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ

પ્રથમ આવૃત્તિ
૧૦૦૦

સંવત ૨૦૦૨
ઈ. સ. ૧૯૪૬





: પ્રકાશક :
પરમસુખ પંડ્યા
એન. એમ. ત્રિપાઠી લિ
મુંબઈ - ૨

: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રીન્ટરી
મુંબઈ - ૨

# અનુક્રમણિકા













અંક : ૧ :

પ્રવેશ : ૧ :

સ્થળ : કૉમરેડ સ્કૂલનો રિહર્સલ હૉલ
સમય : સાંજ



ભોળે ભાવે ભેદભાવો તજીને,
જેવી ભૂમિ સ્વાંગ તેવા સજીને,
રીઝે, ખીજે, એ ઘડીના પ્રપંચે—
અર્વાચીના રીતિ એ વિશ્વમંચે.

અંક : ૧ :

પ્રવેશ : ૨ :

સ્થળ : કૉમરેડ સ્કૂલના કમ્પાઉન્ડમાં
સમય : થોડા દિવસ પછી : સાંજ



સંપત્તિને માનતો આ વિપત્તિ;
ને એ બીજો દૈન્યને વિઘ્ન માને;
જેવી જેને ભાસતી સ્નેહમૂર્તિ
તેવો તેને જીતવા વેશ ધારે.

અંક ; ૧ :
પ્રવેશ : ૩ :

સ્થળ : કૉમરેડ સ્ફૂલનો રિહર્સલ હૉલ
સમય : તેજ વેળા : સાંજે



સાચું પ્હેલાં સામ્ય બે યુગ્મ વચ્ચે.
  તો યે ભાસ્યો ભેદ કાન્તા–પ્રપંચે;
ને એ ખોટા ભેદને સંહરીને
  સાધ્યું મિથ્યા સામ્ય કાન્ત–પ્રપંચે.

અંક : ૨ :
પ્રવેશ : ૧ :

સ્થળ : કૉમરેડ સ્ફૂલનો રિહર્સલ હૉલ
સમય : થોડા દિવસ રહીને : સાંજે



જે મુગ્ધાએ કાન્તને દીન જાણી
  લક્ષ્મીલીલા દીનતામાં છુપાવી—
તે મુગ્ધાની કલ્પના દ્વેષરંગી
  પર્દો ટાળી, અર્પતી દષ્ટિ સાચી.

અંક : ૨ :

પ્રવેશ : ૨ :

સ્થળ : કૉમરેડ સ્કૂલનો રિહર્સલ હૉલ

સમય : બીજે જ દિવસે : સાંજે



માયા જેવો વેશ ધારી નચાવે
તેવો ધારી વેશ પૂરુષ નાચે
સંકેલાતાં બળ માયાતણી એ
પામી સાચી ઐક્યની દૃષ્ટિ રાચે.

અંક : ૩ :

સ્થળ : થીએટરમાં ડ્રેસ રિહર્સલ

સમય : બીજે દિવસે : સવારે



અર્વાચીના નૃત્યલીલા નિહાળી
ભડક્યા, ક્રૂદ્ધા તાંડવે, કો મહર્ષિ;
કિંતુ જ્યારે સાંભળી નમ્ર વાણી
રીઝ્યા, દીધી શાપસીમા ઘટાડી.

# પ્રાસ્તાવિક ઉલ્લેખ

અમે એકકની મદદથી આ નાટક રચ્યું. પ્રવેશ સૂચક છ કાવ્યો અને ત્રીજા અંકનો સંસ્કૃત શ્લોક અને તેનો તરજૂમો અમારા સ્નેહી રામપ્રસાદ બક્ષીએ તૈયાર કરી આપ્યાં છે એટલું જ નહિ પણ આ નાટક સંબંધી તેમની સાથે વારંવાર ચર્ચા કરીને અમે એમને ખૂબ જ જહેમત આપી છે.

આ ઉપરાંત, આ નાટક ભજવવા માટે જેટલાં સ્નેહીઓ અને યુવક-યુવતીઓએ અવિશ્રાંત પરિશ્રમ વેઠ્યો છે અને અમને સ્નેહભર્યો સહકાર આપ્યો છે તે સર્વનો અહીં આભાર માનીએ છીએ.

૬૧-૬૨, ટાગોર રોડ :
સાંતાક્રુઝ : ૧૨ : ૪ : ૧૯૪૬

ધનસુખલાલ મહેતા
અવિનાશ વ્યાસ

## શ્રી સાહિત્યસંસદ તરફથી પ્રથમ ભજવાયું

**એકસેલસીઅર થીએટર : મુંબાઈ :** તા. ૧૯–૪–૪૬

અદાકારો

| | |
|---|---|
| ડોલર ઝવેરી : નન્દકુમાર પાઠક | મેના : વનલતા મહેતા |
| અશોક મહેતા : ભગવાનદાસ ભૂખણવાળા | બિન્દુ : અંજની મહેતા |
| અજિત : રમેશ દેસાઈ | સુધા : વીણા મહેતા |
| ગજેન્દ્ર : કિસન ઘીઆ | સર્યુ : કલ્લોલિની દીવેટિયા |
| જોગી / યુવક : ભરત પાઠક વગેરે | ભારતી શેઠ, ઇન્દિરા ભટ, ઉષા મહેતા, ઉષા ધ્રુવ વગેરે |



**ગાયકવૃન્દ**

અવિનાશ વ્યાસ
સુષમા દીવેટિયા
મૃણાલિની હઝરત
પ્રણયિની મહેતા
કલ્લોલિની દીવેટિયા
વીણા મહેતા
અંજની મહેતા
વગેરે



**વાદ્યવૃન્દ**

સન્મુખબાબુ ઉપાધ્યાય
હીરાલાલ નકશીગરા
બાબુભાઈ રાવળ
હરકાન્ત મહેતા
એ. સી. ઓઝા
વગેરે



**નૃત્યદિગ્દર્શક**

યોગીન દેસાઈ
ઇશ્વરલાલ પંચાલ



## અંક : ૧

### પ્રવેશ ૧

સ્થળ : કૉમરેડ સ્કૂલનો રિહર્સલ હૉલ.

સમયઃ સાંજ.

[ પરદો ઉંચકાય તે પહેલાં ગીત શરૂ થાય છે. ]

મિશ્ર કાફી : કેરબો

યૌવનની હેલી, યૌવનની હેલી,
 જાણે વસન્ત સરખી જગમાં
  રમતી કો સાહેલી, યૌવનની.
અનન્ત વનને આરે, સરખી સાહેલી સહિયારે,
  રંગભરી રંગીલી, યૌવનની.
અનંગ થઇને અંગે રંગે, માતી પ્રેમલ ગીત ઉમંગે,
  સમસ્ત અવનિ કરતી ઘેલી, યૌવનની.

[ પરદો આખો ઉંચકાઈ જાય છે. ]

એને......

એને નેનલ જગ સૌ નાચે,
વન ઉપવનનાં તરુવર નાચે,
શુષ્ક જીવનમાં ચેતન રાચે,
હૃદય હૃદયની વાણી વાંચે,
જગભરમાં......જગભરમાં...
યૌવન પાથરતી જાણે
વર્ષાની હેલી, યૌવનની.

[ રંગમંચ ઉપર અજિત વ્યાસ, જોગી રાજપાળ, મેના ત્રિવેદી, બિન્દુ દેસાઇ, સુધા નાયક, ગજેન્દ્ર, સાજીંદા, વગેરે હોય છે. એક ગીતનું રિહર્સલ થતું હોય છે. ]

પીલુ: દાદરો

વૃંદ: અમારે ટોડલે બોલે,
મેના: પ્રેમવનની પંખિણીરે મારે ટોડલે બોલે,
વૃંદ: અમારે ટોડલે બોલે,
મેના: અનોખી બોલી બોલે,
વૃંદ: અમારે ટોડલે બોલે,
મેના: પ્રેમ વનથી પ્રેમસરિતનાં પાણી—

અજિત વ્યાસ: નહિ નહિ નહિ, અરે મોટી બહેન, આ શી કચુંબર કરો છો? ઉતર્યો ગાંધાર લેવાનો છે–અને ભાઈ, તમે ખુલ્લા બોલ ક્યાં વગાડવા માંડ્યા! દાબીને વગાડો.

મેના: અજિતભાઈ, જુઓ ગુસ્સે નહિ થતા; પણ તમે એક વાર એક જાતનું કહો છો અને બીજી વાર બીજું કહો છો.

અજિત: તદ્દન સાચી વાત છે તમારી. પણ એ તો જેમ

વાતાવરણ જામતું જાય તેમ અમુક ફેરફાર કરવા ઠીક લાગે તે તમને કહું છું.

**મેના**: (હસીને) હંઅં, હવે સમજાયું. હજી તો ગાવામાં ઘણા ફેરફાર કરવા પડશે અને એની માટે તૈયારી રાખવી પડશે એમ જ ને? એમ રાખો. હવે તમે બોલો: ઉતર્યો ગાંધાર કેવી રીતે લઉં?

**બિન્દુ**: જરા, પ્લીઝ, એક બીજી વાત: અહીં જે ટાઇમસર આવે છે તેનો મરો થાય છે. એક દિવસે—અમે હું અને મેના—ટાઇમસર આવીને બે કલાક બેસી રહ્યાં હતાં. બીજું કોઇ આવ્યું જ નહિ! એનું કેમ?

**જોગી**: અહોહો! એમાં તે પૂછવાનું હોય? તે દિવસે તો બિન્દુબહેન, ઑસ્ટ્રેલિયન મૅચનો પહેલો દિવસ હતો કેની!

**બિન્દુ**: તે તમે કહેલું કયારે?

**જોગી**: અરે બહેન, મુંબઇગરાંને એમાં કહેવું જ ન પડે. રિહર્સલ તો શું પણ ખુદ પ્રયોગનો દિવસ હોય કે આપણા લગ્ન દિવસ હોય તો તે દિવસે પણ જો મોટી ક્રિકેટ મૅચ હોય તો બીજાં બધાં એપોઇન્ટમૅન્ટસ ખલાસ!

**ગજેન્દ્ર**: અને મહાન અચોક્કસતા કાંઇ માત્ર ક્રિકેટમાં જ હોય છે! આપણાં અવેતન નાટકોમાં પણ એવી જ કે એથી પણ મહાન અચોક્કસતા હોય છે જ. તેથી તો એમાં મજા રહે છે.

**સુધા**: ગિજુ, કોઇ પણ દિવસ તું અક્કલવાળું બોલ્યો હોય તો આજે બોલ્યો છે.

**ગજેન્દ્ર**: થૅંકયુ.

**મેના**: પણ આ તમારી ચર્ચામાં પેલો ગાંધાર બિચારો

ગળાઇ ગયો તેનું તો કાંઇ કરો–બોલો અજિતભાઇ! કેવી રીતે લઉં ?

**અજિત** : બતાવું; ચાલો સ્વર આપો તો.

પ્રેમવનથી પ્રેમસરિતનાં પાણી લાવી
ઓએ ઓએ
કોઇ તરસ્યાંને ખોળે, અનોખી બોલી બોલે.

**અજિત–મેના** : પ્રેમવનથી પ્રેમસરિતનાં પાણી લાવી
ઓએ ઓએ
કોઈ તરસ્યાંને ખોળે, અનોખી બોલી બોલે.

**વૃંદ** : અમારે ટોડલે બોલે.

**અજિત** : હંઆ વેરી ગુડ, વેરી ગુડ, સરસ. ઓ–કે. હવે પહેલેથી:–

**વૃંદ** : અમારે ટોડલે બોલે,

**મેના** : પ્રેમવનની પંખિણી રે મારે ટોડલે બોલે,

**વૃંદ** : અમારે ટોડલે બોલો

**મેના** : અનોખી બોલી બોલે

**વૃંદ** : અમારે ટોડલે બોલે

**મેના** : પ્રેમવનથી પ્રેમસરિતનાં પાણી લાવી
ઓએ ઓએ
કોઇ તરસ્યાંને ખોળે, અનોખી બોલી બોલે

**વૃંદ** : અમારે ટોડલે બોલે.

[ ડોલર અને અશોક પ્રવેશે છે. અશોક બધાને સાહેબજી કરે છે, કેટલાક જોડે શેકહેન્ડ કરે છે. ]

અશોક : લો, અજિતભાઇ, તમે કહેતા હતા તેવા એક ફ્રક્કડ સ્ટારને હું લેતો આવ્યો છું–આ મી. ડોલર મહેતા, અને આ અમારા સંગીત દિગ્દર્શક અજિત વ્યાસ, અને આ નૃત્ય દિગદર્શક જોગી રાજપાળ. આ શ્રીમતી મેના ત્રિવેદી અને આ બિન્દુ દેસાઇ. આ ગજેન્દ્ર ભણસાળી અને આ સુધા નાડક. બીજાંને તમે ધીમે ધીમે ઓળખી લેજો. ડોલરભાઇ બનારસ યુનિવરસિટીના એમ. એ. છે અને અભ્યાસ કરતાં કરતાં, પપ્પાજી નહિ જાણો તેમ તમણે સંગીત, નૃત્ય, અભિનય વગેરેનો અભ્યાસ વધારે કર્યો છે. મુંબઇ હમણા જ આવેલ છે.

અજિત : થેંક્યુ વેરી મચ. અશોકભાઇ, મારા માથા ઉપરથી ઘણો ભાર ઓછો થઇ ગયો. આ બિન્દુબહેને મેનાબહેનેને લાવી આપ્યાં. તમે ડોલરભાઇને લઇ આવ્યા.

અશોક : એમને તમે 'પ્રેમ–પંખીડાં'નો ટુંકમાં સાર કહી દોને.

સુધા : હાહા, હું અને ગજેન્દ્ર પણ હજી અંધારાંમાં જ છીએ.

બિન્દુ : નાટક પૂરું થશે તો યે તમે તો કદાચ અંધારાંમાં જ રહેશો.

ગજેન્દ્ર : કેમ એમ ? બિન્દુબહેન ! અમારામાં એટલી પણ અક્કલ નથી ?

બિન્દુ : અક્કલનો સવાલ ક્યાં છે ? અક્કલનો તમને બેને અપચો થયો છે. પણ આ તો એમ કે 'પ્રેમપંખીડાં' નાટક ભજવવાને બદલે પ્રેમપંખીડાં થવામાં તમારું ધ્યાન વધારે લાગે છે એથી હું કહું છું.

ગજેન્દ્ર : સુધા ! સાંભળ્યું ? બિન્દુ શું કહે છે તે ?

સુધા : ડોન્ટ બી સિલી.

**જોગી :** હા હા હા ! સુધાબહેન, બિન્દુબહેને શું ખોટું કહ્યું ? જ્યારે ને ત્યારે તમે ફરતાં ફરો છો અને પછી નાટકનો પ્લૉટ ફરીથી કહી જાઓ એમ કહો છો.

**સુધા :** જોગીબાબુ, ડાન્સ શીખવવામાં ફુદડી ફરતાં ફરતાં તમારું ભેજું પણ ચક્કર ચક્કર ફરતું હોય એમ લાગે છે એટલે તમને બધાં માણસ ફરતાં જ જણાય છે.

**મેના :** 'પ્રેમપંખીડાં' નાટકમાં પાત્રો પ્રેમ ન કરે તો બીજે ક્યાં કરે ?

**અજિત :** હા ભાઈ હા. તમે તમારે પ્રેમ કરજો, વિવાહ કરજો અને ચાહે તો પરણજો પણ ખરાં; પણ આ નાટકના બધા 'શો' પૂરા થાય નહિ ત્યાં સુધી એના કાસ્ટમાંથી કોઈ છૂટાછેડા નહિ લેતાં એટલે બસ.

હું તમને સાર ટુંકમાં કહી દઉં :—

હજારો વર્ષ પહેલાં જે વન હિડમ્બવન તરીકે ઓળખાતું અને આજે જે જોગેશ્વરી તરીકે પ્રખ્યાત છે ત્યાં એક કોલેજનાં યુવક–યુવતીઓ ઉજાણીએ જાય છે અને સંગીત–નૃત્ય વગેરેથી આનન્દોલ્લાસ માણે છે. આને લઈને હજારો વર્ષ પહેલાં તપ કરવા બેઠેલ કોઈ ઋષિ સમાધિમાંથી જાગ્રત થાય છે અને ઉજાણી–રસિયાંઓને શાપ અપે છે પણ અંતે નૃત્ય અને સંગીતથી ઋષિ કાંઈક ઢીલા પડે છે અને શાપને હળવો કરી નાખે છે.

આટલો આ 'બૅલે'નો સાર, સમજ્યાં ?

**સુધા :** સમજી ગયાં, બરાબર; હવે ફરીથી નહિ પૂછીએ; બીજું કાંઈ ?

**જોગી :** હા, ગજેન્દ્રભાઈ ! તમારે માટે મેં એક ખાસ

નૃત્ય યોજ્યું છે; લેશો ને ?

**સુધા :** શા માટે નહિ લે ? નહિ તો આવે શું કરવા ?

**અજિત :** અરે ભાઇસા'બ, ગજેન્દ્રને જ બોલવા દોને, તમે શું કામ એનાં વકીલ થાઓ છો !

**ગજેન્દ્ર :** હેં હેં હેં ! સુધા કહે તે મારે કબૂલ છે.

**અજિત :** તો થયું. મેં કહ્યું તે મેં જખ મારી. આ તો તમારા હક્કનું રક્ષણ કરવા હું કહેતો હતો.

**જોગી :** ચાલો ત્યારે તૈયાર થાઓ. હું તમને ઋષિનું તાંડવ આપવા માગું છું.

[ ઊભા થઇને, તબલાંના બોલ સાથે તાંડવના બે ત્રણ તોડા લે છે. ]

[ બે ત્રણ જણાં હસે છે. ]

**સુધા :** નહિ, નહિ, ઉંહુંહું ! ગિજુ એવા ઋષિ-બુષિનો પાર્ટ નહિ લે.

**અશોક :** કેમ કેમ ? અચાનક આ વિરોધ ?

**સુધા :** ઋષિ થઇને આવવાનું એટલે વ્યાઘ્રચર્મ કે એવું કાંઇ પહેરવાનું. શરીરે ભસ્મ અને મોંયે લાંબી દાઢી અને માથે રાખથી ભરેલી જટા; નહિ નહિ, એ તો બહુ વરવો લાગે.

**અજિત :** પણ ઋષિ થાય ત્યારે એમ તો કરવું જ પડેને !

**અશોક :** ડ્રેસનો જ વાંધો હોય તો પેલા ઇંગ્લંડનાં ચુનંદા શેકસપીરીઅન નટ ગીલગુડે એક વાર 'હેમ્લેટ' ને અર્વાચીન પોષાકમાં ભજવવાનો અખતરો કરેલો ને ! તેમ આપણે પણ કરીએ. અર્વાચીન ઋષિ બનાવી દઇએ. કેમ ?

**બિન્દુ :** તો તો ખોટું નહિ. કલાર્ક ગેબલ જેવી અળશિયાં સરખી મુછ,

મેના : ઘાઘરો છે કે લેંઘો એની ખબર નહિ પડે એવા પહોળા ખાસા ચુમાલીસ ઇંચના પાયચાનો લેંઘો,

ડોલર : ઉપર અમેરિકન શાર્ક સ્કિનની રેશમી કફની,

અશોક : માથે નૃત્યકારના પ્રતીક સમાં મોટા ઓડિયાં,

બિન્દુ : અને કાનથી પણ નીચે આવે તેવી લાંબી કત

ગજેન્દ્ર : તો તો ચાલે, હંઅં, ફર્સ્ટકલાસ થાય, કેમ સુધા?

સુધા : (છણકો કરીને) મેં તો ના કહી દીધી છે. મને જરા જરામાં હ્યુમર પસંદ નથી. છતાં તારે પાર્ટ લેવો હોય તો લે. પણ એટલું યાદ રાખજે કે હું મૂરખાઓ જોડે મૈત્રી રાખતી નથી.

અશોક : ગજેન્દ્રને તો એવાં જ ગમતાં લાગે છે. તેનું શું?

ગજેન્દ્ર : (ઢીલો થઇ જઇને) પણ–પણ સુધા, તું એટલામાં આટલી અપ–સેટ શું કામ થઇ જાય છે! અને તમે પણ, બિરાદર, આગમાં કયાં ઘી હોમો છો! સુધા, એ તો બધા હ્યુમર કરતા હતા એટલે મેં પણ જરા ભાગ લીધો.

જોગી : અરે ભાઇ, આ કયાં વિનોદ પરિષદ છે કે બધાં–એ હ્યુમરનો પાલવ પકડયો છે! એ ચર્ચા જવા દોને ભાઇ, અને ખરું કહી દો ને કે તમે ઋષિનો પાર્ટ લેવાના છો કે નહિ?

ગજેન્દ્ર : સુધા!

સુધા : મેં મારો અભિપ્રાય જણાવી દીધો છે. પછી તું જાણે.

ગજેન્દ્ર : નહિ, મારે નથી લેવો, મને બીજો કોઇ પાર્ટ આપજો ને.

જોગી : ઠીર્કઈક, ગજેન્દ્ર ભાઇકી વિકેટ ગીર પડી, હવે?

**અજિત :** એમાં ગભરાય છે શાને? આ કયાં ક્રિકેટ ઇલેવન છે કે દસ વિકેટ પડી કે આરિયા દામણ! આ તો એક વિકેટ પડી કે બીજા બાવીસ બૅટસમેન તૈયાર થાય.

**જોગી :** હા, એ પણ ઠીક છે. એ પાર્ટ કમળભાઇને આપશું?

**અજિત :** હારે, કાલે કમળ આવવાનો છે અને સાથે બે ત્રણ છોકરીઓને પણ લેતો આવવાનો છે.

**અશોક :** કોણ કમળ બક્ષી કેની? એમાં એને પૂછવું નહિ પડે. એ તાળી પાડે એટલે અરધો-પોણો ડઝન પોટ્ટીઓ હાજર થઇ જ જાય! જાદુગર કોથળીમાંથી સસલાં કાઢે તેમ કમળ છોકરીઓ લાવી શકે છે.

**સુધા :** એમાં અદેખાઇ શું કામ કરો છો? એમાં પણ આવડત જોઇએ છે.

**અશોક :** ઑફ કોર્સ. હું કયાં ના પાડું છું? અને એ આવડતની મને અદેખાઇ પણ નથી.

**બિન્દુ :** દરાખ ખાટ્ટી છે.

[ બે ત્રણ જણાં હસે છે. ]

**અજિત :** ત્યારે આજે ઋષિ મહારાજ તો અકાળે લીલા કરી ગયા. તો પછી પેલાં ગાયકવૃંદે ગાવાની થોડીક લીટીઓ તૈયાર છે તે આપણે ગાઇ લઇએ:

ભૈરવ : કેરબો

છાઇ છાઇ વનની વનરાઇ,
કોકિલ ગુંજે ગીતો ગાઇ,
છાઇ વનની વનરાઇ.
જાણે તેજલ રવિનું રશ્મિ;

અનન્ત સાધે એક તપસ્વી,
શાન્ત વને શાન્તિ પથરાઇ,
છાઇ છાઇ વનની વનરાઇ,

**બિન્દુ** : ચાલો, પૂરું થયું ? ડિરેકટર સાહેબ !

**અજિત** : હવે અમસ્થાં બનાવો નહિ ને; હું સાહેબ શાનો ? હું તો તમારાં બધાંનો દાસાનુદાસ. આ માથે લીધેલું નાટક પૂરું થાય એટલે તમને બધાં દેવ–દેવીઓને સાષ્ટાંગ નમસ્કાર કરીને આ અવેતનિયાં રંગભૂમિના ક્ષેત્રમાંથી હું તો નિવૃત્ત થઇ જવાનો છું.

**ડૉક્ટર** : અરે ભાઇ, એ તો બધો સ્મશાનવૈરાગ્ય ! બે માસ વીતશે નહિ કે પાછા તમે નાટક કરવાના થઇ જવાના અને આને આજ દેવ–દેવીઓ મંદિરમાં ગોઠવાઇ જવાનાં.

**મેના** : હા હા હા ! દેવ–દેવીઓ કદાચ બદલાય ખરાં.

**બિન્દુ** : તેત્રીસ કોટિ દેવ–દેવીઓના દેશમાં એથી કોણ ગભરાય ?

**અજિત** : ત્યારે સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો કે પછી મિત્રો ! હવે રિહર્સલમાં તમે બધાં જરા વધુ નિયમિત થઇ જાઓ તો સારું. મહિનો તો વીતી ગયો અને કામ ખાસ આગળ વધતું નથી. નહિ તો પછી દશેરાને દિવસે ઘોડો નહિ દોડે તો આપણી ફજેતી થશે તે ધ્યાનમાં રાખજો. હવે ઑડિયન્સ ગમે તે ચલાવી લે એમ માનવું એ મોટી ભૂલ છે.

[ અજિત, જોગી, સુધા, ગજેન્દ્ર, સાળુંકા વગેરે જાય છે. ]

**બિન્દુ** : મેના, તું ક્યાં જાય છે ?

**મેના** : હંઅં અં, જરા રેડિયો કલબમાં જવાનો વિચાર છે.

ઘણા દિવસથી ગઇ નથી એટલે એમ થાય છે કે જરા આંટો મારી આવું–આવે છે ?

બિન્દુ : રેડિયો કલબમાં ? હંઅં, હા, ચાલ, આવું છું. તમે લોકો કયાં જાઓ છો મી. ઝવેરી અને મી. મહેતા ?

ડોલર : હું–હું તો સી. સી. આઇ. માં જવાનો વિચાર કરતો હતો. અશોક આવે છે ?

અશોક : ઓ. કે. થેંકસ. લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે મોં કોણ ધોવા જાય ! ચા આ આ લો સાહેબજી, સાહેબજી.

[ બધાં : જાય છે. ]

અંક : ૧

## પ્રવેશ. ૨.

સ્થળ: કૉમરેડ સ્કૂલના કંપાઉંડમાં, નાની રૂમનો વરંડો.
સમય: સાંજ.

[ ડોલર ગાતો ગાતો બેઠો હોય છે ]

ગઝલ : દાદરો

ગરીબ આ જાત ઉપર તારી મહેરબાની નથી,
નીચોવી દીધું દિલ તો યે, તને કદરદાની નથી...

તમારી વેણીની ઉપર રહ્યું જે ફૂલડું મ્હેકી,
સુવાસ એની મીઠી કોઇથી અજાણી નથી...

નથી જો ધન – નથી યૌવન,
નથી સ્નેહલ ગીતો થનગન,
અરે કોઇ યુવતીની આંખમાં
દેખાઉં ના સજન ...

ગરીબ આ જાત ઉપર તારી મહેરબાની નથી.

[ સાંભળતો ઊભો રહેલ અશોક આવે છે. ]

**અશોક** : ઓહોહો ! કેમ આમ ભાઈ ?

**ડોલર** : (ગાતો અટકી જઈને) કોણ અશોક ? કેમ, ગાઉં નહિ ?

**અશોક** : ગાવાની કોણ ના પાડે છે ! ગાવા માટે તો આ નાટકમાં હું તને લઈ આવ્યો છું પણ આવું આત્મલક્ષી ગીત ક્યાંથી શોધી કાઢ્યું ?

**ડોલર** : રસ્તામાં કોઈ ગાતો જતો હતો. તેની આટલી કડી યાદ રહી ગઈ. જ્યાં રેતી ઊડતી હોય ત્યાં તને પણ વાંસપૂર પાણી લાગે છે તો !

**અશોક** : અત્યાર સુધી વાંસપૂર તો શું પણ વેંતપૂર પણ નહોતાં લાગતાં; પણ તું આમ બોલે છે એટલે દાળમાં કાંઈ કાળું લાગે છે ખરું–કહે ને ! શું છે ?

**ડોલર** : કોઈ કોઈ વાર વિષાદવૃત્તિ આવી જાય છે ખરી.

**અશોક** : પણ શા માટે આવવી જોઈએ ? તું ભણ્યો છે, લલિતકળાના વિવિધ ક્ષેત્રોમાં આગળ આવતો જાય છે તેજ પ્રમાણે રમતોમાં પણ પહેલી હરોળમાં છે. નોકરી પણ ઠીક મળી ગઈ છે. પછી શું ?

**ડોલર** : તું જે કહે છે તે સાચું છે; મને અસંતોષ નજ રહેવો જોઈએ પણ–પણ કોઈ કોઈ વાર એવું લાગી જાય છે કે સમાજને બીજાં કશાંની પડી નથી–અને તો જોઈએ છે માત્ર પૈસો; મોટરકારોની સંખ્યા પર માણસની કદરનો આધાર છે. એટલે કવચિત્ હૈયું કચવાઈ જાય છે, કકળી ઊઠે છે.

**અશોક** : બિચારા સમાજને તું અમસ્થો વચમાં લાવ્યો લાગે છે. યુવતીઓ વૈભવપ્રિય થતી જાય છે અને પૈસાપાત્રની જ પતિ તરીકે પસંદગી કરતી જાય છે એમ તને લાગતું હશે. પણ આ વૃત્તિ આ જમાનાની પુત્રી છે એવું માની લેવાની જરૂર

નથી. મનુષ્યની ઉત્પત્તિ સાથે સાથે આ વૃત્તિની ઉત્પતિ પણ થઇ હશે. અને એ સ્વાભાવિક પણ છે. અને એમાં ખોટું પણ શું છે?

ડૉલર: ઓત્તારીની! હું એક દિશામાં પ્રસ્થાન કરૂં છું તો તું સામી દિશાએ ધસતો જણાય છે! આમાં આટલા ગંભીર થવાની જરૂર ન હતી.

અશોક: મારૂં માનસ પણ હમણા હમણા ચગડોળે ચઢ્યું લાગે છે, પણ હાન્તે દિવસે તેં સી. સી. આઇ. માં જવાની ધાપ મારી તેવું કારણ શું?

ડૉલર: કહું તે વખતે તો વિચાર પણ નહોતો કર્યો; પણ હવે વિચારતાં એમ લાગે છે કે આસપાસ પૈસાનું ભર્યું ભર્યું વાતાવરણ જણાયું એથી મારાથી કહી દેવાયું હશે.

અશોક: હાંસ્તો, પેલી બે છોકરીઓ રેડિયો કલબની વાત કરતી હતી એટલે તેં સી. સી. આઇ. નું નામ દીધું.

ડૉલર: તું એ બે છોકરીઓને ઓળખે છે?

અશોક: એમાંની એક મેના ત્રિવેદી તે બી. એ. છે અને બીજી બિન્દુ દેસાઇ અંડરગ્રેજ્યુએટ છે એટલી મને ખબર છે. એથી વિશેષ હું જાણતો નથી. રિહર્સલોમાં બિન્દુ પહેલેથી છે અને એનો ચહેરો પણ પરિચિત છે; પણ એને ક્યાં જોયેલી તે યાદ આવતું નથી. મેનાને એ બિન્દુ જ લઇ આવી અને તે પણ માત્ર થોડા દિવસ પહેલાં; એટલે એ મેનાની સાથે તો તો હું માત્ર બે ચાર શબ્દો જ બોલ્યો હોઇશ.

ડૉલર: હંઅં, તું બિન્દુના વધુ પરિચયમાં છે!

અશોક: હા, એ બેમાંથી મારે એની સાથે વધુ પરિચય

ખરો. પણ તેં એ એનું જ કેમ પૂછયું ? બીજી બિચારીઓએ શો ગુનોહ કર્યો ?

ડૉલર : ગુનોહ તો કશો કર્યો નથી. અને કર્યો હોય તો ચે મારી પાસે સજા કરવાની સત્તા કયાં છે ?

અશોક : પણ ત્યારે એમ કેમ બન્યું ?

ડૉલર : અરે ભલાભાઈ! તું પણ નાટકના અદેખા આશકની પેઠે કયાં પૂછ્યા કરે છે ! તે દિવસે ત્યાં માત્ર ત્રણ છોકરી હતી. એમાં પેલી સુધા કરીને હતી તે તો પેલા બિચારા, કોણ એ?

અશોક : ગજેન્દ્ર !

ડૉલર : હા, એ ગજેન્દ્રને માથે ઉપાડીને કે ગજવામાં ઘાલીને જ ફરતી હતી. બાકીની બે ને માટે મેં પૂછયું. પણ રિહર્સલ માટે સ્કૂલમાં કોઇ આવ્યું હશે ખરૂં ? તો પછી સ્કૂલમાં જઇને બેસીએ.

અશોક : નારે ના– એમેટર રંગભૂમિનાં રગશિયાં બધાં મોડાં આવે–વહેલું કોણ આવતું'તું ? અહીં જ ઠીક છે.

ડૉલર : એ રગશિયું કોઇ દિવસ પણ સુધરશે કે નહિ ?

અશોક : સુધરશે, સુધરશે. પણ બિરાદર, તે દિવસે તેં સી. સી. આઇ. ની વાત હાંકી તે ચાલુ રાખે તો કેમ ? તું પૈસાદારનો દીકરો હોય તેમ વર્તે તો મજા આવે.

ડૉલર : અને પછી સાચી વાત બહાર પડે ત્યારે મારી ફજેતી જોઇને તમને પણ મજા આવે ને !

અશોક : અરે, આપણે કયાં ઠેઠ સુધી પહોંચાડીને કોઇને દગો દેવો છે ! આ તો થોડા દિવસ ગમ્મત.

ડોલર : અને એ સ્વાંગ રાખું કઇ રીતે ? બૅંકમાંથી ઓવરડ્રાફ્ટ' લઇને ? ત્યાં તો મારા નામ પર અડીસો–ત્રણસો માંડ હશે. તું લાખેકનો ઓવરડ્રાફ્ટ અપાવે તો ચાલે.

અશોક : અરે ભલા, એમાં લાખેકની શી જરૂર છે? તારે જવું હોય ત્યાં હું અને મારી કાર તને લઇ જવા તૈયાર છીએ. સી. સી. આઇ. રેડિયો વગેરેમાં હું મેંબર છું. બીજે જવું હોય તો મારી પર્સ તારી તહેનાતમાં તૈયાર છે. ભરી ભરીને તને આપતો જઇશ. થોડા દિવસ આનંદ ભલા.

ડોલર : એમ કાંઇ ચાલે ? તારે પૈસે હું પૈસાદારમાં ખપું ?

[ અપ–ટુ–ડેટ ડ્રેસમાં સજ્જ થયેલ એક યુવાન આવે છે. શરમાતો અકળાતો, વ્યગ્રચિત્તે તે બંનેને પૂછે છે. ]

યુવક : વિજુ કયાં છે ?

અશોક : વિજુ ? વિજુ કોણ ?

યુવક : વિજુ કોણ ? વિજુને તમે ઓળખતા નથી ?

અશોક : સૉરી, પણ એ યુવકના પરિચયમાં આવવા જેટલો હું ભાગ્યશાળી નથી.

યુવક : તમે પણ શી વાત કરો છો ? વિજુ છોકરો ?

ડોલર : ત્યારે શું વિજુ છોકરી ?

યુવક : ઑફ કોર્સ–છોકરી, બ્યુટિફૂલ, સ્માર્ટ, અપ–ટુ–ડેટ વૉટ એન આઇડીઆ ! વિજુ છોકરો, ? હેં હેં હેં !

ડોલર : હા હા હા ! ત્યારે વિજુ છોકરી, ખરું ને ? બ્યુટિફૂલ, સ્માર્ટ, અપ–ટુ–ડેટ.

યુવક : પણ એ છે કયાં ?

**અશોક** : તમે આવા આકળા કેમ જણાઓ છો! વિજુ—એ સ્માર્ટ વિજુનું કાંઈ આખું નામ તો હશેને !

**યુવક** : ઓહ, આઈ એમ અગેન સૉરી, વિજુ એટલે મિસ વ્રજબાળા ચોકસી, વિજુને તમે ઓળખો નહિ ! વેરી સ્ટ્રેઈન્જ પણ એ છે ક્યાં ? અંદર છે ?

**ડોલર** : ના, ભાઈ, ના અંદર નથી; અને બહાર હોય તો તો તમે જોઈ શકોને.

**યુવક** : પણ એમ બને કેમ ?

**અશોક**: એ પણ એક કોયડો છે.

**યુવક** : ( દીર્ઘ નિશ્વાસ નાખીને ) હંઅં, અજબ જેવું. એણે મને આ ટાઈમિનું જ એપૉઈન્ટમેન્ટ આપેલું. ઉલટાંનો હું અરધો કલાક મોડો છું. એ વિજુ પોતાનું એપૉઈન્ટમેન્ટ ચુકે જ નહિ.

**ડોલર** : પણ ત્યારે તમે મોડા કેમ ?

**યુવક** : 'યુ સી', બન્યું એમ કે મારે, 'યુ સી' ટેઈલરને ત્યાંનું એપૉઈન્ટમેન્ટ હતું, ફિટિંગ માટે, હંઅં, પણ 'યુ સી,' વિજુ અહીં આટલામાં જ હશે. તમને બરાબર ખબર છે કે વિજુ અહીં નથી. ?

**અશોક** : ભાઈ, અમને તો બરાબર ખબર છે કે આ દોલુ અને હું અશુ એ બે સિવાય અહિં વિજુ કે બીજું કે ત્રીજું કોઈ નથી. મીનુ અને બિનુ પાછળથી આવે કદાચ. ગીજુ અને સુધુ પણ આવે. છતાં તમારે જોવું હોય તો જોવાની છૂટ છે.

[ સ્કુલનો પટાવાળો ત્યાં ફરતો દેખાય છે.]

**યુવક** : એઈ એઈ, અહિં—ઈકડે વિજુ—'યુસી'—વ્રજબાળા ચોકસી આયા હય ? હય ?

**પટાવાળો :** નહિં સાબ.

**યુવક :** કોઇ બાઇ આવલેલી નહિં ? ઉસ્કા નામ વિજુ બાઇ હાય.

**પટાવાળો :** નાહિ, હમકો કયા માલૂમ ! ઇદર તો બહોતી આદમી આતે જાતે હય.

**અશોક :** મુરબ્બી ! કાંઈ ભૂલ તો નથી થતી ?

**યુવક :** ભૂલ ? શાની ભૂલ ? શામાં ભૂલ ? હું વિજુને નહિં ઓળખું ?

**અશોક :** એવું હું કયાં કહું છું ? આતો કદાચ એપૉઇન્ટમેન્ટના સમય કે સ્થળમાં ભૂલ થઇ ગઇ હોય. તમારા જેવાને તો હજાર એપૉઇન્ટમેન્ટ હોય.

**યુવક :** યસ, ધૅર યુ આર રાઇટ. એમ તો નહિ હોય ! 'યુસી' આપણા લોકો રીમાઇન્ડર કાર્ડ લખતાં હોય તો કેવું સારૂં ! પણ નહિ, મને બરાબર યાદ છે કે મારે વિજુ જોડે એપૉઇન્ટમેન્ટ હતું.

**ડોક્ટર :** ભાઈ, તેની કોઈ ના પાડતું નથી. તમારે વિજુની સાથે એપૉઇન્ટમેન્ટ હોવું જ જોઈએ. પણ આ તો એમ કે બીજે સમયે મળવાનું હોય કે બીજે ઠેકાણે મળવાનું હોય.

**યુવક :** ઓહ આઈ સી ! યસ, તેમ બી બને. લેટ મી સી. (ગજવામાંથી ડાયરી કાઢે છે) આજે તારીખ કઈ?

**ડોક્ટર :** પંદરમી.

**યુવક :** પંદરમી - થેંકયુ. હંઅં, 'યુસી' હું પહેલાં કયાં ગયો હતો ? ફોટોગ્રાફરને ત્યાં. આજે એણે ફોટોઝ આપવાના કહ્યા હતા અને ન આપ્યા, પાછું જવું પડશે. પછી – પછી શૂઝવાળાને ત્યાં ગયો હતો. 'યુ સી,' પહેલાંના જેવી સુપર્બ

ક્વાલિટી જ નહિ જો ! આ લડાઈ તો એક ન્યુસન્સ થઇ પડી છે, કોણજાણે કયારે પાછું નૉરમલ' થશે ! 'યુસી,' સારી સિગરેટ પણ મળતી નથી. 'કેમલ' કયાં છે ? 'ચેસ્ટરફીલ્ડ' અને 'લકી સ્ટ્રાઇક' કયાં છે ? અને 'બ્લૅક ઍન્ડ વ્હાઇટ' ? ઓહ, પણ હું તમને ઑફર કરવાની જ ભૂલી ગયો. હાઉ સિલી ! નંબર ફાઇવ, ફાઇવ, ફાઇવ છે. વળી બે ડબા બ્લૅક મારકેટમાંથી મળી ગયા હતા. ( એકક ડોલર અને અશોકને આપવાનું કરે છે ) નહિ. ધૅટસ ઑલ રાઈટ, હંઅ, પછી 'યુસી,' હું પેલા ટેઇલરને ત્યાં ગયેલો અને, પછી વિજુ-વ્રજબાળા-ઓહ માય ગૉડ ! પણ મારવેલસ-અદ્દભુત-વિચિત્ર ! તમે કેવી રીતે જાણ્યું ? એને તો મારે ન્યુ મૉર્ડન સ્કૂલમાં મળવાનું હતું ! ઓહ, એક તો મોડો હતો તેમાં આ વધારે મોડું થયું. એ ચાલી ગઇ હશે તો ? માઆઆફ—

[ દોડતો જાય છે. દોડતાં ડાયરી પડે છે. અશોક બૂમ મારીને પાછી આપે છે. લઇને તે પાછો દોડે છે. ]

**અશોક** : ( હસતાં હસતાં ) ડોલર ! કે પછી દોલુ ! 'પ્રેમ પંખીડાં'નાં નાટકો કયાં એકલાં રંગમંચ ઉપર જ ભજવાય છે ! પણ જવા દે એ વિજુની વાત. તું શું કહેતો હતો ?

**ડોલર** : હંઅં, હા આ-એ તો એમ કે એમ તે કાંઇ ચાલે ? તારે પૈસે હું પૈસાદાર ગણાઉં ?

**અશોક** : તું પહેલેથી એ બાબતમાં જરા વધારે પડતો ઊર્મિલ છે. આપણે આટલે વખતે મળ્યા એટલે આમ પણ આપણે સાથે કલબોમાં, સીનેમામાં, કોન્સર્ટોમાં, હોટલોમાં જાત જ કે કેની-કાંઇ થોડા ઘરમાં બેસી રહેવાના હતા ! તો આમ પણ ફરશું. અને હું પણ એક એકરાર કરી દઉં : જેમ તારાથી તું પૈસાદાર છે એમ સહસા બોલાઇ જવાયું એમ મારાથી

પણ આ રિહર્સલોમાં પહેલેથી, કોણ જાણે શાથી પણ, બિન્દુ દેસાઇ આગળ બોલી જવાયું છે કે હું ગરીબ છું. બધેજ ઠેકાણે લખપતિ લખપતિ તરીકે ઓળખાતાં મને તો એ શબ્દની સૂગ આવી ગઇ છે.

**ડોલર** : પણ પૈસાની તો સૂગ આવી નથી ને ? એમ હોય તો પૈસા મને આપી દેજે.

**અશોક** : આવી રીતે થોડા પૈસા ખરચવા હું તૈયાર થયો એટલામાં તો તારા નાકનું ટીચકું ઉંચું ચડી ગયું તે તું મારા પૈસા લેવાનો ! પણ તને આ વિચાર કેવો લાગે છે ?

**ડોલર** : તું યે તૈયાર થતો હોય તો મને ખાસ વાંધા ભર્યું લાગતું નથી, પણ—

**અશોક** : પણ ને બણ. તું બહું ચોખલીયો રહી ગયો ! તારાં દિલને અને બુદ્ધિને મેળ જામતાં ઘણો વખત લાગે છે.

**ડોલર** : ના ના, આ તો એમ કે જાણે મને તો આ બધાં-માંથી કોઇ ઓળખતું નથી તે પાંચ પંદર દિવસ આ વેશ ચાલે. પણ તારૂં કેમ નભશે ?

**અશોક** : તેની તારે શી પંચાત ? ખરી વાત એમ છે કે આવાં ત્રણ ત્રણ મહિને બદલાતાં મંડળોમાં કોઇ કોઇના જીવન વિશે બહુ જાણતું નથી. અજિત અને જોગી મને ઓળખે છે પણ એમને તો મેં ભણાવી મૂકયા છે એટલે એઓ મારે માટે કશો ભાંગરો વાટશે નહિ.

**ડોલર** : ત્યારે તો ઠીકઇક. પણ હજી મને લાગે છે કે આપણું પગલું તદ્દન પ્રમાણિક તો નહિ કહેવાય.

**અશોક** : તારી ફિલસૂફી જવા દે ને. આ તો આ તુક્કો સૂઝયો એટલે જરા આનંદ કરી લઇએ. કોઇ મૃગનયની પોતાનાં

હૈયાંનાં સુવર્ણપિંજરમાં મને કે તને પૂરવા કટિબદ્ધ થશે કે તરત આપણે ક્રોડ પાડી દઇશું.

**ડાૅલર** : તું તો પૈસાદાર છે એટલે ઠીક છે, પણ વાત ખુલી એટલે પેલી મૃગનયનીનો મુંગો માર મારે તો સહન કરવો રહ્યો ને !

**અશોક** : તારાથી તો તોબા ભગવાન ! તો શું જમવામાં જગલો અને કૂટવામાં ભગલો એમ બને ? અરે ગાંડા, એ બધામાંથી કશું થવાનું નથી. ઝુકાવા દે ને.

**ડાૅલર** : થવા દે ત્યારે. પણ આપણે અહિં બેઠા છીએ તેના કરતાં અંદર હૅાલમાં જઇએ. કોઇ રડયું ખડયું આવ્યું પણ હોય.

[બંને જાય છે. જતાં જતાં ડાૅલર "ગરીબ આ જાત ઉપર, વારી અહેરબાની નથી..."નું ગીત લલકારે છે.]

## અંક : ૧

### પ્રવેશ. ૩.

સ્થળ : કૉમરેડ સ્કૂલનો રિહર્સલ હૉલ.

સમય : તેજ વેળા સાંજે.

[ બિન્દુ દેસાઈ ગાતી ગાતી બેઠી હોય છે. પાસે મેના અનો રેકૉર્ડ દોરતી હોય છે. ]

**બિન્દુ :** મને ખૂંચે સોનલ સેજ
મારો કોણ સૂણે સન્દેશ......મને ખૂંચે.
સ્નેહલ સુમનને શયનન મારે
જીવન જીવવાં શેષ;
આગસમાં નીવડે આભૂષણ
વિષ બને મુજ સુન્દર વેશ
મને કોઈ ન ચાહે લેશ........મને ખૂંચે.

હું બરાડું છું એથી, મેના, તને કંટાળો તો નથી આવતો ને!

**મેના :** પ્લીઝ, પ્લીઝ, તું વચમાં બોલીને વાતાવરણને ચૂંથી મારે છે, અને તારો પોઝ પણ ફેરવી નાખે છે. ગીતનો લય સરસ છે. તું ગાયા કર.

બિન્દુ : મને ખૂંચે સોનલ સેજ.
મુજ નયને કો ના લહેરાયે,
મુજ મન પર ના કો ગીત ગાયે,
સૌ મુજ ધનના થઈ ધાયે...મને ખૂંચે.
કોઈ મોટર ચાહે મારી,
કોઈ હીરા પર જાતું વારી,
મને ચાહે ના કો અલગારી,
વિરહની આગે જળતાં ઉનાં આંસુ નારે સારી,
મને ખૂંચે સોનલ સેજ.

મેના : બિન્દુ! બિન્દુ! આજે આવા મૂડમાં કેમ! ઘણાં માણસ પૈસાના અભાવથી દુ:ખી હોય છે પણ એના વધારાથી પીડાતાં માનવી પણ હોય છે એની મને આજે જ ખબર પડી!

બિન્દુ : તું પૈસાદાર હોત તો તને ખબર પડત.

મેના : ચાલને, આપણે જગ્યા અદલબદલ કરીએ: તારા બાપુને કહી દઉં કે થોડી વાર મને પોતાની છોકરી ગણે.

બિન્દુ : આમે તે ક્યાં એ તને પારકી ગણે છે! પણ તારું સ્વમાન જરા જરામાં ઘવાઈ જાય એટલે બિચારા બાપુ પણ શું કરે?

મેના : જો, તું પાછું એવું ગંભીર રૂપ ક્યાં પકડી બેઠી! પણ બિન્દુ! તું આ ગીત અમસ્તું જ ગાતી હતી કે તને તારા પૈસા ખરેખર ખૂંચે છે?

બિન્દુ : પૈસા તો નથી ખૂંચતા પણ સામા માણસો પર એની જે અસર થાય છે તે ખૂંચે છે.

મેના : અને એમ પણ ખરું સ્તો કે જે વસ્તુ આપણી કને ન હોય એનો આપણને અસંતોષ રહે. એ વસ્તુ વધુ પ્રમાણમાં

મળે તો પાછો અસંતોષ થાય!

**બિન્દુ :** હા હા હા! એ પણ સાચી વાત. પણ મેના, કેટલીક વાર સાચું કંટાળી જવાય છે. બિન્દુના પૈસાને પરણવાની ઇચ્છા રાખનાર કાંઇ કેટલા અરજદાર પડેલા છે; પણ પૈસા વગરની બિન્દુ પણ કોઇ માનવી છે—સ્ત્રી છે એવું સ્વીકારવાને કોઇ તૈયાર હોય એમ જણાતું નથી.

**મેના :** એ તો તારો ભ્રમ છે.

**બિન્દુ :** નારે, ભ્રમ નથી. કોઈ કોઈ વાર તો એવું પણ થઇ આવે છે કે નવલકથામાં બને છે એમ હું ગરીબ હોવાનો ઢોંગ કરીને કોઇ યોગ્ય પતિ શોધી કાઢું!

**મેના :** ઓ પ્રભુ! આ તો કુંવારો કોડે મરે અને પરણેલો પીડાએ મરે!

**બિન્દુ :** કેમ!

**મેના :** છેલ્લા રિહર્સલમાં મેં કહેલું તે તેં સાંભળેલું નહિ?

**બિન્દુ :** શુ કહેલું?

**મેના :** તારૂં ચિત્ત ખરે જ ભ્રમિત થઈ ગયું છે.

**બિન્દુ :** થયું હશે, પણ બોલ તો ખરી.

**મેના :** તેં મને પૂછ્યું કે તું કયાં જાય છે? મેં પેલા બે - કોણ?

**બિન્દુ :** અશોક ઝવેરી અને ડોલર મહેતા કેની? હંઅ, તે?

**મેના ;** એ બે ઊભા હતા અને મેં ગપ મારી કે હું તો રેડિયો કલબમાં જાઉં છું.

**બિન્દુ :** હા હા હા, હવે મને યાદ આવ્યું.

**મેના :** બોલતાં તો બોલાઈ ગયું પણ પછી મને ધ્રાસ્કો પડયો કે તું બોલીને બાફોટો કરી નાખશે કે શું! કે વળી તું

રેડિયો કલબમાં કયારથી જતી થઈ ?

બિન્દુ : મને પહેલાં એમ થયું તો ખરૂં કે તું આમ કેમ બોલેછે ! પણ પેલા બે આપણને ઘોળી ઘોળીને પી જતા હોય એમ જોતા હતા એટલે મેં કશું કહ્યું નહિ.

મેના : (બિન્દુનાં ખભાં પકડીને હલાવીને) હેં, ખરેખર ! તને પણ એવું લાગ્યું ? મારા મનમાં તો એમ કે મને જ એવું લાગ્યું'તું.

બિન્દુ : ચાલો, એ બી ઠીક. એક કરતાં બે ભલાં. અને એટલું પણ સારૂં છે કે સામે પણ બેજ યુવાન છે; નહિ તો વળી આપણા નવલ–નવલિકા લેખકોને પ્રિય પેલા સનાતન ત્રિકોણનો સવાલ ઊભો થાત.

મેના : હા, એ પણ સાચું.

બિન્દુ : અને અકસ્માત પણ કેવો ! હું અને પેલો અશોક પહેલેથી આમાં હતાં. તું આવી કે તરત બીજે દિવસે પેલો ડોલર મહેતા આવ્યો.

મેના : ઓ હો ! અશોક રિઝર્વ્ડ થઇ ગયો છે ! નક્કી તો નથી કરી નાખ્યું ને ?

બિન્દુ : (હસી પડે છે.) એક પક્ષની ઇચ્છા થાય એટલે પચાસ ટકા તો નક્કી ખરૂં જ કેની ! સામો પક્ષ હા પાડે તો સોએ સો ટકા થાય અને ના પાડે તો સોમાંથી એકડો ઉડી જાય ! પણ મજાક જવા દઇએ. તું રેડિયો કલબનો શો લવારો કરતી હતી ?

મેના : હા, બહેન, હા. તને તો એ લવારો જ લાગે ને. અને તું પેલું "મને ખૂંચે સોનલ સેજ, આગ સમાં નીવડે આભૂષણ, ખૂંચે સોનલ સેજ" એ ગાતી હતી તે લવારો નહિ ! તને જેમ ગરીબ થવાની ઇચ્છા થાય છે એમ કોઇ કોઇ વાર મને તવંગર દેખાવાની ઊર્મિ થઇ જાય છે. એથી મેં છાંટ મારેલી.

**બિન્દુ :** હંઅં (થોડી વાર વિચાર કરીને) **એમ થાય તો તો ગ્રૅન્ડ !**

**મેના :** શું ગ્રૅન્ડ ? લવારો તો આનું નામ કહેવાય. શું ગ્રૅન્ડ ?

**બિન્દુ :** આપણે આ ગમ્મત આગળ ચલાવીએ તો ?

**મેના :** એટલે ?

**બિન્દુ :** એટલે વળી શું ? તું થોડો વખત પૈસાદાર અને હું થોડી વાર ગરીબ બની જાઉં.

**મેના :** તું ગાંડી તો નથી થઈ ગઈ ને ? આવાં પોગળ તે છૂપાં રહેતાં હશે !

**બિન્દુ :** નહિ રહે તો વાંધો શો છે ? ગાજરની પીપુડી, વાગે ત્યાં સુધી ઠીક, નહિ તો પછી ખાઈ જવાની.

**મેના :** તારે બધું ઠીક છે.

**બિન્દુ :** કેમ એમ બોલે છે ? ફજેતી થશે તો બંનેની થશે ને—તારી એકલીની થોડી થવાની છે !

**મેના :** એકલીનીજ થાય, બહેન ! ગરીબ હોવાનો ઢોંગ પૈસાદાર કરે તો લોકો હસવામાં કાઢી નાખે. પણ ગરીબ પૈસાદાર હોવાના ચાળા કરતાં પકડાઈ જાય તો લોકો એને ફુંપી ખાય.

**બિન્દુ :** તું તો ડરકુ ને ડરકુ જ રહી ! જો તો ખરી—મઝા આવશે. પકડાઈશું તો બધો ટોપલો મારે માથે લેવા હું તૈયાર છું.

**મેના :** ના ના ને ના.

**બિન્દુ :** ( મેનાના વાંસામાં મુક્કો મારીને ) હા હા ને હા ! મારી ખાતર તારે આટલું તો માનવું જ પડશે.

**મેના :** ( હતાશ થઇને ઑલ રાઇટ, અચ્છા, જેવી તારી મરજી. આટઆટલાં વર્ષોમાં કોઇ પણ દિવસ હું તારી મરજી વિરુદ્ધ કાંઇ કરી શકી છું કે હવે કરવાની હતી !

**બિન્દુ :** ઓહ, યુ આર એ ડીઅર!

**મેના :** પણ હું તને સાફ કહી દઉં છું કે પૈસાદાર થવા માટે જોઇતા પૈસા મારી પાસે નથી.

**બિન્દુ :** હવે ડાહી ન થા ડાહી! તેમાં તું મને નવું શું કહે છે? આપણી પર્સની અદલાબદલી થતી રહેશે. અને જો, હું શોફરને તો કહીશ, પણ તારે દરેક વખતે મને લિફ્ટ આપવાની (હસે છે.)

**મેના :** બિન્દડી–મિન્દડી! જવા દેની, તું આવા ગોટાળામાં ક્યાં નાખે છે? મને તો અત્યારથી ગભરામણ થાય છે.

**બિન્દુ :** ઉંહું, હવે નહિ ચાલે. તું મને વચન આપી ચૂકી છે.

**મેના :** ઠીઇઇઇક ત્યારે. અત્યારથી જ પાટ ભજવવા માંડું? અરે બિન્દુ, જરા મારી પેલી હૅન્ડબૅગ લાવ તો.

**બિન્દુ :** હાજી, તને પાર્ટ ભજવવામાં શીખવવું પડે એમ નથી. પણ આજે કોઈ અહીં કેમ આવ્યું નથી?

[અશોક–ડોલર આવે છે.]

**બિન્દુ :** હલો, આવી પહોંચ્યા? બીજાં તો કોઈ જણાતાં નથી.

**અશોક :** તમે બે તો છો ને.

**મેના :** એટલે તમને એમ લાગ્યું કે આખી દુનિયા આવી ગઈ?

**ડોલર :** એમ માનવામાં કાંઈ બહુ મુશકેલી નહી પડે.

**મેના :** તમને કેમ લાગેછે? રિહર્સલ બરાબર થતાં હોય તેમ મને લાગતું નથી- જો કે મને કાંઈ ખાસ અનુભવ નથી.

**અશોક** : તો તમે ડોલરને પૂછ્યું તે બરાબર જ કર્યું. આવી બાબતોમાં એ ઉસ્તાદ છે.

**મેના** : એ તો પહેલે દિવસેથી જ જણાઈ આવતું હતું.

**ડોલર** : અશોક ! મને ખોટો શીદને ચડાવી મારે છે !

**બિન્દુ** : કોઈ વખાણ કરે એમાં ગુસ્સો શા માટે કરવો !

**અશોક** : બીજાં બધાંના રેશનિંગ થયાં પણ વખાણનાં રેશનિંગ સાંભળ્યાં છે ? અને ડોલર, પૈસાદારનાં વખાણ નહિ કરીએ તો કોનાં કરીએ ? અમારા જેવાનાં વખાણ કોણ કરવાનું હતું ?

**બિન્દુ** : એ બરાબર કહ્યું. જુઓને, એટલા માટે જ હું આ મેનાનાં વખાણ કરવાની એક પણ તક ચૂકતી નથી. પૈસાદાર બહેનપણી તો ઘણી કામની છે. મેનાનો કંઠ એટલો સરસ કે એની આગળ જૂથિકા રાય અને કાનનબાલા તો પાણી ભરે પાણી ! (હસી પડે છે.)

**ડોલર** : (ગંભીર વદને) એમાં હસો છો શા માટે ? તમારાં આ વખાણમાં મને તો કશી અતિશયોક્તિ લાગતી નથી.

**અશોક** : હં અં, વાત એમની એમ છે ! તો ભલે ને એ જૂથિકા અને કાનન માથે બેડું લઈને પાણી ભરવા જતી ! અમારે કશો વાંધો નથી—તમને છે બિન્દુ ?

**બિન્દુ** : નારે ના, મારે શા માટે હોય ? અને ડોલરભાઈના કંઠ અને અભિનય આગળ સાયગલ અને નવાબ ઝાડુ મારે ઝાડુ એમ કહું ?

**મેના** : (ગંભીર મુખે) તમારે કટાક્ષ કરવા હોય તો કરો બાકી મને તો એ તુલનામાં કાંઈ ખાસ હસવા જેવું લાગતું નથી.

**અશોક** : નહિરે નહિ, મેના બહેન, હું અને બિન્દુ જરા પણ કટાક્ષ મારતાં નથી. પણ મને હવે સવાલ એ થાય છે કે

મારાં અને બિન્દુનાં વખાણ કોણ કરશે ?

**ડોલર** : તમે બંનેએ અમારાં વખાણ કરવાનો ધંધો ઉપાડયો છે તો પછી અમે એ તમારાં ગુણગાન ગાઇશું. કેમ મિસ ત્રિવેદી—મેના ? અને તે ઉપરાંત, તમને પરસ્પર પ્રશંસા કરતાં કોણ અટકાવે છે ?

( બધાં હસી પડે છે. )

[ ટેલીફોનની ઘંટડી વાગે છે. મેના લે છે. ]

**મેના** : હલ્લો, હલ્લો.

**અવાજ** : હલ્લો.

**મેના** : તમારે કોનું કામ છે જી ?

**અવાજ** : કોણ કંચુ ? કંચુ ?

**મેના** : નહિ જી, હું કંચુ નથી.

**અવાજ** : પણ ત્યારે કંચુ કયાં છે ? બોલાવોને એને.

**મેના** : અહીં કંચુ જેવી કોઈ સ્ત્રી નથી.

**અવાજ** : અરે તમે બી શું હ્યુમર કરો છો ! કંચુ સ્ત્રી નથી.

**મેના** : ત્યારે કંચુ કોણ છે ?

**અવાજ** : અલબત્ત, મરદ છે.

**મેના** : ઓહ, આઈ સી. પણ કંચુ નામનો મરદ પણ અહીં નથી.

**અવાજ** : નથી ? પણ હોવો જોઈએ. જરા તપાસ કરોની, પ્લીઝ, કંચુ– મિ. કંચનલાલ મુનશી–

**મેના** : કંચુ પણ નથી અને કંચનલાલ મુનશી પણ નથી.

**અવાજ** : હું એપૉઇન્ટમેન્ટ આપું અને તે હોય નહિ એમ બનેજ નહિ.

**મેના :** તમે અહીંનું અૅપોઇન્ટમેન્ટ આપ્યું હતું ?

**અવાજ :** હંઅં, સૉરી, નહિ, ત્યાનું આપ્યું નહતું પણ અહીં નથી એટલે મેં ધાર્યું કે ત્યાં હશે.

**મેના :** અહીં એટલે કયાં ?

**અવાજ :** હું અહીં ન્યુ મૉડર્ન સ્કૂલમાં છું-

**મેના :** હંઅં, પણ અહીં તો કોઈ નથી.

**અવાજ :** પણ એમ બને નહિ. પ્લીઝ, જરા જુઓને, હોવોજ જોઇએ,

**મેના :** (ફોન ઉપર હાથ મૂકીને) આ જુઓને, બલા વળગી છે તે. કહું છું કે નથી તો પણ સાંભળતી જ નથી.

**અશોક :** હંહં, છોડી ના દેતાં. મને વાત કરવા દો (હાથમાં ફોન લેછે.) હલ્લો, આપ કોણ છો ?

**અવાજ :** હું વિજુ. કોણ કંચુ ? અત્યાર લગી બનાવટ કરતો હતો કે ? એ કોણ તારી સગી તારી પાસે ઊભી છે ?

**અશોક :** જી, હું કંચુ નથી, આપ કોને પૂછો છો ?

**અવાજ :** કેમ, તું કંચુ નથી ? વેરી સૉરી, પણ–પણ તમે કંચનલાલ મુનશી નથી ? ત્યારે તમે કોણ છો ? અને કંચુ–કંચનલાલ મુનશી કયાં છે ?

**અશોક :** જરા ધીરે, પણ તમે તો વિજુ એટલે વ્રજબાળા ચોકસી કેની ?

**અવાજ :** હા હા, એજ પણ—

**અશોક :** જરા સાંભળી લો. એક જુવાન અહીં હમણા આવ્યો હતો; અને વ્રજબાળા ચોકસી ઉર્ફે વિજુને માટે પૂછતો હતો.

**અવાજ** : તો તો એજ. કેવો હતો ?

**અશોક** : અપ-ટુ-ડેટ, ગભરાયેલો, અકળાયેલો, અને જરા-જરા, માફ કરજો પણ સ્ટુપિડ જેવો લાગતો—

**અવાજ** : હા હા, તો તો એજ એજ. પણ એ ત્યાં ક્યાંથી—પણ હસ્લો કંચુ—તમને નહિ—પણ કંચુ, યુ સ્ટુપિડ, નહિ નહિ, માફ કરજો. તમને સ્ટુપિડ નથી કહેતી પણ—પણ કંચુ અહીં આવી ગયો છે—ઓહ યુ સ્ટુપિડ—થૅંક્યુ—સૉરી—

[ બધાં હસાહસ કરે છે. અશોક ફોન મૂકી દે છે. ]

**બિન્દુ** : શું હતું શું ?

**અશોક** : પેલો કંચુ. ઉર્ફે કંચનલાલ મુનશી આ વિજુ ઉર્ફે વ્રજબાળા ચોકસીને મળવા ન્યુ મૉડર્ન સ્કૂલમાં જવાને બદલે અહીં ધસી આવ્યો હતો, અમે બહાર બેઠા હતા ત્યારે.

**બિન્દુ** (રિસ્ટ વૉચ જોતી) ઓહોહો ! ટાઇમ થઇ ગયો. આજે કોઇ નહિ આવે. ચાલો જઇએ. ક્યાં જઇશું ? 'પુરોહિત' માં ?

[ બધાં એકેકની સામે જુએ છે અને મૂંઝાય છે.]

**ડોલર** : 'રિટઝ' માં ચાલો.

[ વળી પાછી થોડી મૂંઝવણ ]

**અશોક** : એમ કરીએ : આ 'રિટઝ' માં જઇ શકે તેવાં ડોલર અને મેના ત્યાં જાય અને હું અને બિન્દુ 'પુરોહિત' માં જઇએ.

**બિન્દુ** : બ્યુટિફુલ—બ્રિલિયન્ટ આઇડીઆ.

[ ચારે જણ અંદર અંદર સાહેબજી અને શેકહેન્ડ કરે છે અને છુટાં પડે છે, તેટલામાં ]

**બિન્દુ** : અરે મેના, તું તો ભારે ભૂલકણી, બાઇ, આ તારી હૅન્ડબૅગ તો અહિંજ રહી જતી હતી.

[ પોતાની મોટી બૅગ મેનાને આપે છે. પહેલાં મેના – ડોલર જાય છે. પાછળથી ધીમે ધીમે બિન્દુ – અશોક જાય છે. બિન્દુ ધીમે સાદે "મને ખૂંચે સોનલ સેજ" નું ગીત ગણગણે છે.]

## અંક : ૨

## પ્રવેશ. ૧.

સ્થળ : કૉમરેડ સ્કૂલનો રિહર્સલ હૉલ.

સમય: સાંજ.

[ બિન્દુ એક ખુરશી પર, ખૂણામાં બેઠી હોય છે. પાસે એક ગોળ ટેબલ છે. સ્કૂલનો ભટ્ટ એક ચાહનો કપ લઈને દાખલ થાય છે. ટેબલ ઉપર એ મૂકે છે એવામાં અશોક આવે છે. ]

**બિન્દુ** : ચાહ મંગાવું ?

**અશોક** : હા.

[ બિન્દુ ભટને બીજો કપ લાવવાનું કહે છે. ભટ બીજો કપ લાવે છે. બિન્દુ–અશોક સામસામાં ખુરશીએ બેસે છે અને મૌન સેવતાં ચાહ પીએ છે. વચમાં વચમાં એકબીજાની સામે જુએ છે. બીજું જુએ એટલે પહેલું નજર ખસેડી લે છે. ]

**બિન્દુ** : અશોક !

**અશોક** : હંઅં.

[ થોડીવાર મૌન ]

**અશોક** : બિન્દુ !

**બિન્દુ** : હંઅં.

[ વળી પાછું મૌન. ]

બિન્દુ : આ તે કાંઇ રીત છે! (ઊભી થઈ જઇને) બીજું કોઇ આવતું પણ નથી.

[ વળી પાછી બેસી જાય છે. ]

અશોક : આમ હેરાન થવાને બદલે આવાં નાટકમાં ન રહ્યો હોત તો પણ સારું થાત.

[ બિન્દુ અને અશોક જુદાં જુદાં ગીતની લીટી ગણગણવા માંડે છે. અચાનક બિન્દુ ક્રોધથી બોલે છે. "બળ્યું, આ તો સહેવાતું નથી" પછી રડવા જેવી થઇ જાય છે. ]

બિન્દુ : તું કેમ કશું બોલતો નથી ?

અશોક : શું બોલું ? તું એટલા વિચિત્ર 'મૂડ'માં છે કે શું બોલવું તેની મને સમજણ પડતી નથી. પેલું નાટક ભજવતાં ભજવતાં આપણે બીજું નાટક ભજવવા માંડ્યું છે કે શું એમ મને લાગી જાય છે.

બિન્દુ : તને તો આખું જીવન નાટક જ લાગતું હશે! કોઇ દુ:ખથી સળગી ઉઠે તો તને એ કોઇ નાટકની ભૂમિકા ભજવતું જણાય છે, ખરું ને ?

અશોક : બિન્દુ, બિન્દુ, તું આજે આમ કેમ વર્તે છે ? રોજ પ્રમાણે આજે કેમ બોલતી નથી ?

બિન્દુ : તું જાણે આવીને રોજની પેઠે બોલ્યો હશે!

અશોક : હા, એ ખરું, પણ—પણ–

બિન્દુ : તું મને નાહકનો શા માટે સતાવે છે ? ખરું કહી નાખ ને. તું ગઇ કાલે રાતે – ન્યુ ઇયિર્સ ઇવિને દિવસે તાજમાં કેમ ગયો હતો ?

અશોક : હું–હું– પચીસ–ત્રીસ રૂપિયા ખરચીને–

બિન્દુ : હવે બંધ કરીશ ? મેં મારી સગ્ગી આંખે તને ત્યાં જોયો હતો. કેમ ગયો હતો ?

અશોક : લોકો એ દિવસે તાજમાં શા માટે જાય છે ?

બિન્દુ : મજા કરવા.

અશોક : બસ; તો હું પણ મજા કરવા ગયો હતો.

બિન્દુ : અને સાથે પેલી–પેલી બે કોણ હતી ?

અશોક : કોણ બે હતી ?

બિન્દુ : અશોક, જરા પણ જૂઠું બોલીશ તો પસ્તાવાનું થશે. મેં એ બેને ગણીવાર જુદી જુદી જગ્યાએ જોઈ છે અને તેને–નામ પણ લઈ આવી છું–માલતી અને મંજુ–અમૃતલાલ ઝવેરીની બે છોકરીઓ.

અશોક : અરે ભલી ! બહેનો જોડે તાજમાં જાઉં એમાં મેં ખોટું શું કર્યું ?

બિન્દુ : અશોક ! અશોક ! બહેનો ! કેવી બહેનો ?

અશોક : સગ્ગી બહેનો, સગ્ગી–સાવકી પણ નહિ. જુઠું બોલવાની તો તેં મને ના પાડી છે ને ! તું વધું તપે તે પહેલાં હું કહી દઉં કે અમૃતલાલ ઝવેરી મારા પિતા થાય.

બિન્દુ : જીવન મિલ્સના માલેક અમૃતલાલ ઝવેરી ?

અશોક : હાજી, અમૃતલાલ મીઠારામ ઝવેરી–જેને મુંબઈમાં બધા અમૃત મીઠાના નામે ઓળખે છે તે.

બિન્દુ : ઓહ ! તું અશોક–એ શેઠનો દીકરો ? (નિઃશ્વાસ નાંખીને) હુંઅં, માફ કરજો હોં.

અશોક : (ચાળા પાડી ને) માઆફ કરજો હોં ! ગરીબ હતો ત્યાં સુધી ‘તું’ હતો. લખપતિ નીકળ્યા પછી ‘તમે’ બની ગયો ! અને કરોડપતિ નીકળી પડું તો ‘આપ’ પણ બની જાઉં !

બિન્દુ : ના ના, એમ નહિ, અશોક—તું એમ માઠું નહિ લગાડ, પણ—

અશોક : પણ માં એટલું કે તારી ઉલટપાલટ તપાસ પૂરી થઇ, હવે—હું કરૂં ? તું કે પછી તમે કે પછી આપ તેજ વખતે તાજમાં શા માટે હતાં ?

બિન્દુ : હું હું ?

અશોક : જૂઠું બોલવાની આજે બંનેને મનાઇ છે—એકલાને નહિ.

બિન્દુ : હં હા, હું હતી—આનંદ કરવા ગઇ હતી.

અશોક : અને સાથે પેલો બહુ ખૂબસૂરત જુવાન પણ આનંદ કરવા આવ્યો હતો ને ? એ કોણ હતો ?

બિન્દુ : કયો જુવાન ? પેલો કાળી શેરવાણી અને 'મોનોકલ' વાળો ખૂબસૂરત જુવાન ?

અશોક : હા, હા, એજ.

બિન્દુ : ઓહોહો ! કોણ ધનંજય ! એ બહુ ખૂબસૂરત જુવાનને તું જરૂર સરટિફિકેટ લખી આપજે. એક તો એ પોતાની ખૂબસૂરતી ઉપર મરી ફીટે છે તેમાં તારા જેવા વખાણુ-નારા નીકળી પડ્યા છે એટલે તો એનું ભેજું જ ચસ્કી જવાનું છે.

અશોક : પ્રમાણપત્ર તો જાણે લખી આપીશ – પણ આ મારા સવાલનો જવાબ નથી.

બિન્દુ : ઓહો, એમ ! સૅારી. ત્યારે આપ નામદારના સવાલનો જવાબ આપું : જેમ માલતી અને મંજુ તમારી સગ્ગી બહેનો છે તેમ એ સૌંદર્યમૂર્તિ નવજુવાન મારો માજણ્યો ભાઇ ધનંજય છે.

અશોક : હેં ! હેં ! તું દેસાઈ હીરાલાલ લાખીઆની છોકરી ? અને એ ધનંજય પાંચેક દિવસ પહેલાં જ અમેરિકાથી આવ્યો ને ?

બિન્દુ : હા, મુરબ્બી, હા, પણ તેનું છે શું ?

અશોક : ભગવાન, ભગવાન; એ તો સારૂં છે કે આપણી પાસે હથીઆર હાજરાહજૂર હોતાં નથી, નહિ તો એ બિચારા ધનંજયનું હું કાલે ખૂન જ કરી નાખત.

બિન્દુ : બાપરે બાપ ! નહિ તો ! પણ ભલાભાઇ, તું એનું ખૂન કરત તેની સાથે સાથે હું પણ કદાચ તારી બહેનોને પૂરી કરી નાખત ને.

અશોક : બિ...ન્દુ !

બિન્દુ : અ...શો...ક !

અશોક : હવે ?

બિન્દુ : હું પણ એજ પૂછું છું કે "હવે ?"

અશોક : એમાંથી એક પૈસાદાર નીકળી પડ્યું હોત તો કદાચ વિચાર કરવાનું રહેત. પણ આ તો બંને સરખાં નીકળ્યાં. હવે નવેસરથી વિચાર કરવાનું રહે છે ખરૂં ?

બિન્દુ : તે તો તું જાણે.

અશોક : કેમ ? તારે એમાં કશી લેવા દેવા નથી ?

બિન્દુ : અમે સ્ત્રીઓ એમ ક્ષણે ક્ષણે વિચાર બદલતી નથી.

અશોક : તો આપને પુનિત પગલે ચાલવાની આ નાચીજ સેવક રજા લે છે.

બિન્દુ : પણ આમ ગરીબ થવાના ઢોંગ શા માટે કર્યા તે તો તેં કહ્યું જ નહિ !

અશોક : હવે જોની, હું ખુલાસો કરૂં પછી તારે પણ એવો જ ખુલાસો કરવાનો રહે. એમાંને એમાં કલાકોના કલાકો ચાલ્યા જાય. કોઇ વાર નીરાંતે કરશું.

**બિન્દુ** : અને વળી કદાચ ખુલાસો કરવા જેવો એમાં દમ પણ નહિં હોય ! મારી વાતમાં તો નથી.

**અશોક** : એ પણ ખરૂં, અને વળી આ સ્કૂલની આવી ખુરશીઓ દિલના એકરાર માટે યોગ્ય પણ નહિ તો.

**બિન્દુ** : હવે આ બિચારી ખુરશીઓ ખૂંચી ? હવે તો તને પાંચસો રૂપિયાની પ્લશ ચૅર જોઇશું.

**અશોક** : તું તો ગાંડી છે. આપણે ગરીબ હતાં ત્યારે તો આવી ખુરશી ચાલે; પણ હવે કાંઇ ચાલે ? હવે તો પૈસાદાર છીએ.

[ બધાં આવવા માંડે છે, અજિત આવીને કહે છે : ''આજે મેના અને ડોલરરાય આવવાનાં નથી પણ એમના વગર આપણે ચલાવી લઇશું.'' બધાંની હાજરી લેવાય છે એથી ખબર પડે છે કે સીતા તોલાટ ગેરહાજર છે.]

**અજિત** : વળી એ સીતાને શું થયું ? માંદી તો નથી પડી ?

**કમળ** : માંદી તો પડી ગણાય પણ એ માંદગી જરા જુદા પ્રકારની છે.

**અશોક** : એટલે ?

**કમળ** : એ તો મારી સગી થાય ને ! એટલે—

**અજિત** : હારે ભાઈ હા, મુંબઇમાં કઈ છોકરી તારી સગી થતી નથી !

**કમળ** : એટલે તું શું કહે છે ? એમ તો આ—આ કોણ ? બિન્દુ દેસાઇ અને પેલી મેના ત્રિવેદી એ બેને હું ખાસ ઓળખતો નથી અને એઓ મારાં સગાં નથી.

**અશોક** : પાડ પ્રભુનો. બાકી મને તો ખરેખર એમ હતું કે, કમળભાઇ, પંદર વર્ષથી માંડીને ત્રીસ વર્ષ સુધીની મુંબઇની એકેએક છોકરી કે બૈરી તમારી સગી નીકળે જ નીકળે.

**અજિત** : ભાઇ, તમે પાછા આડા ક્યાં ફાટયા ? હંઅ,

તે સીતાને શું થયું છે?

**કમળ :** એના આજે સવારે વિવાહ થયા. એનાં સાસરીઆં છે જૂના વિચારનાં એટલે હવેથી આવાં નાટકો કે કૉન્સર્ટોમાં ભાગ લેવાનો એના ઉપર પ્રતિબંધ! અને હા, ભાઇ, પાછો હું ભૂલી જઇશ તો પંચાતીનાં પોટલાં. એની કૉમ્પ્લિમેંટરી ટિકીટનું નહિ ભૂલતો.

**અજિત :** હારે મહેરબાન હા, આટલાં નાટક કૉન્સર્ટ કર્યાં તે એટલી તો ખબર હોય ને, આ લગન માંડીને બેઠા પછી કમમાં કમ આઠથી નવ માણસ નીકળી ગયાં અને તેટલાં નવાં દાખલ થયાં પણ નીકળી ગયેલ માણસની કૉમ્પ્લિમેંટરી ટિકીટમાંથી એક પણ ઓછી થઇ નહિ.

**સુધા :** તે એમાં એમણે ખોટું શું કર્યું છે? અને તમે સપાડું પણ શું કર્યું?

**અજિત :** મારી મોટી બહેન, એમાં એમણે તલભાર પણ ખોટું કર્યું નથી અને મેં જરા પણ સપાડું કર્યું નથી. મારે મુદ્દાની વાત એટલી છે કે સીતાની જગ્યા પૂરવાની રહી ને.

**કમળ :** આ રહી એ છોકરી. છોકરી – છોકરી શું કર્યાં કરો છો! પાંચ મિનીટમાં તમે કહેશો તેવું નૃત્ય 'પિક અપ' કરી લેશે.

**અજિત :** બહેનનું નામ ?

**કમળ :** વીણા વકીલ.

**ગજેન્દ્ર :** હેં કમળભાઇ! આ વીણા તમારાં સગાંમાં જ કેની ?

**કમળ :** ઓહોહો! વળી તું કયારનો હ્યુંમરિસ્ટ થઇ ગયો?

**ગજેન્દ્ર :** નારે, એ તો સ્હેજ જરા પૂછ્યું.

**કમળ** : તમે સાચું નહિ માનો પણ આ વીણા મારી જરા દૂરની ભાણેજ થાય.

**અશોક** : 'દૂરની' શબ્દ તમારે સામાન્ય રીતે પાસેનો થઇ પડયો છે.

**સુધા** : અને અજિતભાઇ, જુઓ, તમે પ્રોગ્રામ તૈયાર કરો તે અમને બતાવ્યા વગર છાપી મારશો નહિ, હોં !

**અજિત** : સાંભળ્યું અશોક ભાઇ ! અને જોગીભાઇ ! આ કામ તમે બેએ માથે લીધું છે. એમાં એક પણ વ્યક્તિનું નામ રહી ગયું કે એના સામાં સ્થાનથી ઊંચે કે નીચે આવ્યું તો આપણી ખાનાખરાબી છે; યાદ રાખજો.

**અશોક** : મેં એવું રહેવા દીધું નથી. મેં તો કકકા વાર ગોઠવ્યાં છે.

**બિન્દુ** : પણ તો પછી આ સીતાને બદલે વીણાનું નામ આવ્યું તે યાદ રાખજો.

**અજિત** : હાજી, બધું ધ્યાન રાખશું. લો ચલાવો હવે રિહર્સલ. આજે થોડું નૃત્ય લઈ લઇએ. બિન્દુબહેન, તમે જરા આ વીણાબહેનને બતાવતાં જાઓ.

* * *

**નૃત્ય.**

* * *

**સંગીત.**

## અંક : ૨

## પ્રવેશ. ૨.

સ્થળ : રિહર્સલ હૉલ.

સમય: સાંજ.

[ ડૉલર અને મેના બંને સાથે દાખલ થાય છે. ]

**ડૉલર** : મેના !

**મેના** : અરે ! આટલા ગંભીર તો મેં તમને કદી નહોતા જોયા !

**ડૉલર** : હંઅં, નહિ અમસ્થો.

**મેના** : એમ તે કાંઇ હોય !

**ડૉલર** : હવે એકાદ બે દિવસમાં "પ્રેમપંખીડાં" નું ડ્રેસ રિહર્સલ થઇ જશે અને ભજવાઇ પણ જશે.

**મેના** : તે તો થશે. પણ તેમાં આટલું બધું મનમાં લગાડવાની શી જરૂર છે? થાય, દુઃખ તો થાય; આટલા મહિના સમૂહ–આનંદ મળ્યો તે તો હવે નહિ મળે એટલે ગ્લાનિ તો સ્વાભાવિક થાય; પણ એમાં શું ?

**ડોલર**: પછી–પછી આપણે—

**મેના**: કેમ? આપણે આ નાટક પછી બદલાઈ જવાનાં છીએ? અહીંને બદલે બીજે મળશું–વધુ સારી રીતે મળશું.

**ડોલર**: (નિશ્વાસ નાખીને) સામાન્ય રીતે એમ જ થાત–એમ જ થવું જોઇતું હતું. પણ આ તો મેના–! તું મને ક્ષમા આપશે? ન આપે તોયે તારો દોષ શી રીતે કાઢું?

[ડોલર મેનાની બહુ પાસે જાય છે એટલામાં સ્કૂલનો પટાવાળો પ્રવેશ કરે છે. ડોલર આઘો ખસી જાય છે.]

**પટાવાળો**: ઇકડે અશોકભાઇ આલેલા હાય?

**મેના**: ના ભાઈ, આવ્યા નથી, પણ કલાક–દોઢ કલાકમાં આવશે ખરા.

**પટાવાળો**: બર.

[જાય છે.]

**ડોલર**: (પાસે આવીને) મેના, તું મને માફ કરશે?

[સહસા એક વિદ્યાર્થિની ધસી આવે છે. ડોલર ખસી જાય છે.]

**વિદ્યાર્થિની**: ઓહ, આઈ ઍમ સૉરી, પણ તમે બિન્દુ દેસાઇ છો?

**મેના**: ના, હું બિન્દુ નથી.

**વિદ્યાર્થિની**: એ અહીં આવનાર છે?

**મેના**: કદાચ આવે પણ વાર લાગશે.

**વિદ્યાર્થિની**: થૅંક યુ વેરી મચ, એન્ડ અગેન, આઈ મે સે–આઇ ઍમ વેરી સૅારી ઇન્ડીડ.

[જાય છે.]

**ડોલર**: (પાસે જાય છે.) મેના, હું ખરેખર દિલગીર છું પણ–આરંભમાં જ કહી દેવાનો નિશ્ચય તો મેં કર્યો હતો પણ પછી

મારી હિંમત ચાલી નહિ. મેના—

[એક નાની છોકરી 'માશી–માશી' બૂમ મારતી ધસી આવે છે. પાછળ એક નાનો છોકરો આવે છે પણ મેના–ડોલરને જોઇને ચાલ્યો જાય છે. ડોલર પાછો ખસી જાય છે.]

**મેના :** શું છે ? બૂમો કેમ મારતી હતી ?

**નાની છોકરી :** પેલો વિપિન મને મારતો હતો.

**મેના :** (છોકરીને લાડ લડાવતી) હવે નહિ મારે, હંઅં, હું કહીશ એને. અને જો, આ બે આના લઇને તું અને પેલો વિપિન પીપરમીટ લેજો હંઅં.

[નાની છોકરી કૂદતી કૂદતી ચાલી જાય છે. ડોલર પાછો પાસે આવે છે.]

**ડોલર :** આ તારી ભાણેજ હતી ? તે અહીં ક્યાંથી આવી પહોંચી ?

**મેના :** અરે તમે પણ શું ? એ વળી મારી ભાણેજ ક્યાંથી? મેં તો એને હમણા જ પહેલી જોઇ.

**ડોલર :** એ તો તને માશી કહેતી આવી હતી ને !

**મેના :** બિચારી માશી કહેતી આવી તેમાં શું થઇ ગયું ! કેટલાક યુવકો યુવતીઓને પહેલી વાર મળે છે ત્યારે જ પ્રિયતમા કહી નાખે છે ને !

**ડોલર :** હશે, હવે એ વાત પડતી મૂકને. મેના, મને ખરેખર સમજાતું નથી કે મેં જે અસત્યના પ્રયોગો કર્યા છે એમાંથી કઇ રીતે છૂટું ? અને હૃદયમાં ભય રહ્યા કરે છે કે એમ કરતાં રખેને હું તને ગૂમાવી બેસું.

**મેના :** તમને આજે થયું છે શું ? (ખડખડાટ હસી પડે છે) અને જે કહેવું હોય તે કહી નાખોને. છેલ્લા પા કલાકથી તમે

પહેલાં વાકયથી આગળ વધી શકયા નથી. હવે કહી નાખો નહિ તો વળી પાછું કોઇ આવી પહોંચશે. (પાછી હસે છે.)

ડોલર : હું ખુલાસો આપું પછી તું આમ હસતી રહે તો પ્રભુનો પાડ માનુ.

મેના : હજી તમે આગળ વધતા નથી. હવે વિલંબ કરશો તો પેલાં બિન્દુ અને અશોક આવી પહોંચશે અને તમારા અસત્યના પ્રયોગો પ્રદર્શન વગર રહી જવાના. તમે તો વ્યગ્ર છો જ પણ તમારાં આવાં વર્તનને લઇને હું પણ વ્યગ્ર થતી જાઉં છું.

ડોલર : એટલું જ કે હું પૈસાદાર નથી. સામાન્ય સ્થિતિનો માણસ છું.

મેના : હાઆઆશ, તમે પૈસાદાર નથી એટલું જ ને ?

ડોલર : હું ધારતો જ હતો–પેલા અશોકને–પણ એમાં હું એનો પણ શો વાંક કાઢું ? એમાં એ શું કરે ?

મેના : હંહં, હવે સમજી. તમે પૈસાદાર નથી – અશોક પૈસાદાર છે.

ડોલર : (નીચું જોઇને) હા.

મેના : બરાબર, હું બધું સમજી ગઇ.

ડોલર : ક્ષમા કરજે, મેના, હું જાઉં ?

મેના ; ઓત્તારીની ! તમે બોલી રહ્યા એટલે "હું જાઉં ?" વાહવાહ ! પછી મારા અસત્યના પ્રયોગો હું કોને કહું ? પેલા પટાવાળાને કે પેલી મારી નાની ભાણેજ ને ?

ડોલર : તારે શી વાત કરવાની હોય ! મને ઠપકો આપવો છે ? આપ, હું સાંભળવા તૈયાર છું. જે પ્રાયશ્ચિત કરવું પડશે તે કરીશ.

**મેના** : બહુ ઉતાવળા, ભાઇ, પ્રાયશ્ચિત કરવું હશે અને તમે સંમત થશો તો સાથે કરશું–છૂટાં છૂટાં નહિ.

**ડોલર** : મને કશી સમજણ પડતી નથી.

**મેના** : ક્યાંથી સમજણ પડે ! એટલું તો જાણો કે સત્યના પ્રયોગો જગતમાં એકાદ બે કરે પણ અસત્યના પ્રયોગો તો અસંખ્ય આદમીઓ કરે.

**ડોલર** : તું મને કહેતી'તી પણ તું તો મારા કરતાં પણ લંબાવે છે.

**મેના** : લો, ટૂંકામાં કહી નાખું: બિન્દુ પૈસાદાર છે–હું નથી.

**ડોલર** : હેં ! સાચું કહે છે ?

**મેના** : સાવ સાચું, બોલો, હવે ?

**ડોલર** : મારે કશું કહેવાનું નથી. તું પૈસાદાર છે એમ ધારીને મેં ચાલ્યા જવાનું કર્યું હતું.

**મેના** : અને હવે !

**ડોલર** : હવે કદાચ તું મને ચાલ્યા જવાનું કહે તો પણ હું નહિ ચાલ્યો જાઉં.

**મેના** : ઓહો ! ત્યાં સુધીની તૈયારી છે ? પણ પછી તાજ, ગ્રીન, રિટ્ઝ, ગ્રૅન્ડ વગેરે હોટેલોનું શું ?

**ડોલર** : આપણે બે નહિ જઇએ તો એમને ક્યાં ઘરાકોની ખોટ પડવાની હતી !

**મેના** : અને કોલાબા, મરિન ડ્રાઇવ, હૅંગિંગ ગાર્ડન્સ, વરલી, જુહૂ વગેરે ઠેકાણે જતાં આપણને કોણ અટકાવે તેમ હતું ? ત્યાં વધુ નીરાંતે બેસાશે.

**ડોલર** : એ પણ ખરું સ્તો. અને એમ તો બે ચાર મહિને એકાદ

વાર ત્યાં પણ આંટો મરાય. અને પછી ભવિષ્યમાં તો શું થાય એની અત્યારથી કોને ખબર! પણ મેના, બહુ દુ:ખ તો નથી થતું ને?

**મેના**: બહુ તો શું પણ જરા પણ દુ:ખ થતું નથી. પણ ત્યારે પેલાં બેનું શું?

**ડૉલર**: કોનું? અશોક અને બિન્દુનું? હા, એ બેએ પણ આપણા જેવું—આપણાથી ઊંધું કહો તો વધારે સારું—આપણા જેવું જ માંડયું હતું, તેનું શું થયું હશે?

**મેના**: એમણે પણ ખુલાસો તો કર્યો જ હોવો જોઈએ. મને બિન્દુ કહેતી હતી. પણ ડૉલર, તમને અસંતોષ તો નથી રહેતો ને?

**ડૉલર**: ચાર મોટરકાર હોત અને તું નહિ હોત તો અસંતોષ રહેત. તું મળી એટલે કાર વગર તો ચાલશે.

**મેના**: ડૉલર!

**ડૉલર**: પેલાં બેના અવાજ સંભળાય છે. આપણા શુભ સમાચાર તું જ એમને કહેજે.

[ અશોક–બિન્દુ પ્રવેશે છે. ]

**અશોક–બિન્દુ**: હલ્લો હલ્લો, માફ કરજો, ધાર્યા કરતાં જરા વધુ મોડું થયું. પણ અમે તમને એક ખુશ ખબર—

**મેના**: તમે પછી કહેજો—પહેલાં હું કહી લઉં—અમે બે—

**બિન્દુ**: હેં! કૉંગ્રેચ્યુલેશન્સ—પણ—

**ડૉલર**: ફિકર ના કરતાં. અસત્યમાંથી સત્યમાં અમે પ્રવેશ કરી ચૂક્યાં છીએ.

**અશોક**: અમારી પેઠે?

[ચારે જણ ખૂબ આનંદમાં આવી જઇને શેકહેંડ કરે છે, પરસ્પર મુબારકબાદી આપે છે. હાસ્યના તરંગ ઉછળે છે અને સહસા ચારે જણ ગીત ગાવા માંડે છે.]

મિશ્ર પીલુ : કેરવો

**ચારે જણ** : અમે ભૂલાં પડ્યાં ભવ વાટે,
કોઇ સ્નેહ–સરિતને ઘાટે,......અમે ભૂલાં.
સોનલ સુમને સૌરભ પ્રગટી,
નયને પ્રેમલ મૂર્તિ ખટકી,
કોઇ રસ નીતરતી રાતે.........અમે ભૂલાં.

**બિન્દુ–અશોક** : ડોલર ડોલે કંચન શો થઇ,
મીઠી મેના મલકે કૈં કૈં,
સ્વપ્ન ભરી માઝમ રાતે......અમે ભૂલાં.

**મેના–ડોલર** : અશોક વનની તરુવર ડાળે,
બિન્દુ ઝાકળ મોતી ઢાળે,
પ્રેમલ કોઇ પ્રભાતે.........અમે ભૂલાં.

## અંક ૩:

સ્થળ : થીએટરમાં ડ્રેસ રિહર્સલ.

સમય : સવાર.

[ "પ્રેમ પંખીડાં" ના બૅલેમાં ભાગ લેનાર યુવક-યુવતીઓ આવતાં જાય છે, અંદર અંદર વાતો કરે છે. દિગ્દર્શકો આમથી તેમ ઝડપથી જતા બધી તૈયારી કરતા જાય છે, અને સૂચના આપતા જાય છે ]

**અજિત** : હજી પેલાં રોહિત અને મધુરી કેમ નથી આવ્યાં ?

**સુધા** : આવશે, આવશે. જરા મોડું થાય તેમાં ગભરાઇ શું જાઓ છો !

**અજિત** : એ પણ ખરું ! કોઈ પણ ન આવે અને અહીં હુ એકલો જ રહી જાઉં તો પણ મારે ગભરાવાની શી જરૂર! પૈસા ખરચીને ટિકીટ લીધી હોય તે ગભરાય, બરાબર છે ને ?

**ગજેન્દ્ર** : એમ તો છેક કેમ કહેવાય? પણ જરા વહેલું મોડું થઇ જાય.

**જોગી** : એ બે તો વળી નૃત્યમાં કાચાં છે. રિહર્સલ વેળા પણ એમની હાજરી અનિયમિત હતી.

**અજિત** : તો યે આપણાથી શું થઇ શકે? એ તો અચેતન કલાકારો.

[ બધાંમાંથી થોડાં હસે છે. એટલામાં કમળભાઇ આવે છે. ]

**કમળ** : મૉરનિંગ એવરી બૉડી ! મેસર્સ અજિત વ્યાસ એન્ડ જોગી રાજપાળ ફેસિંગ ધ બૉલિંગ ઑફ ધી ઍકટર્સ એન્ડ ઍકટ્રસીસ ! હા હા હા ! જાણે કે વાત એમની એમ છે કે મધુરી અને રોહિત—

**અજિત** : હા હા, અમે એમની જ રાહ જોતાં બેઠાં છીએ. આવે છે ને ?

**કમળ** : તમે પૂરું બોલવા પણ કયાં દો છો ? એમની જ મોહકાણ છે. વાત જરા ખાનગી છે એટલે જો જો, હોહા નહિ થાય.

**અજિત** : અરે મારા મહેરબાન ! કમળભાઇ આ વાત જાણે એટલે એ ખાનગી રહેવાની જ. તેમાં એ પોતે આ પાંચ–પચીસ માણસોને એ ખાનગી વાત ખાનગીમાં કહેવાના એટલે એ વધુ ખાનગી રહેવાની જ.

**ગજેન્દ્ર** : હા હા હા ! કમળભાઇ ! તમે અને તમારી ખાનગી વાતો જેટલી પ્રસિદ્ધિ પામે છે તેટલી બીજી કોઇ વાત ભાગ્યે પ્રસિદ્ધિ પામતી હશે !

**અજિત** : પણ કમળભાઈ, છે શું ?

**કમળ** : મધુરી અને રોહિત પરણવાનાં હતાં કેની ?

**સુધા** : હા, પણ તે તો આખી દુનિયા જાણે છે. તેનું શું છે?

**કમળ** : એટલું જ કે દુનિયા હવે જાણી લે કે તેઓ નથી પરણવાનાં. કોણ જાણે શાથી તેઓ મળ્યાં–વર્યાં–લડ્યાં–છૂટાં પડ્યાં. પરિણામે બંને જુદે જુદે ગામ ગયાં છે–એક ગયું માથેરાન તો બીજું ગયું તીથલ.

**ગજેન્દ્ર :** હૈયાંને પડેલ જખમ રૂઝાવવા.

**અજિત :** અને મારાં હૈયાંને જખમાવવા. જોગીરાજ ! સાંભળ્યું ? બંને ગયાં.

**સુધા :** આ કમળભાઈ એનાં બાવીસ લાવશે. કેમ કમળભાઈ?

**કમળ :** હા, લવાય તો ખરૂં–પણ—

**અજિત :** નારે ભાઈ ના, તસ્દી ના લેતા. છે એટલાંને જ હવે તો ભગવાન નભાવે એટલે બસ. જોગીભાઈ, એ જોડીનું કામ કાઢી નાખજો. બીજું શું થાય ? એમનું તો જાણે સમજ્યાં, પણ પેલાં ડોલરભાઈ અને મેનાનું શું ?

**ગજેન્દ્ર :** અને અશોક ને બિન્દુ પણ ક્યાં છે ? આ ચારની વિકેટ ખખડી ગઈ તો અજિતભાઈનું શું ?

**અજિત :** (ફિક્કું હસતો) તો તો આપણી આખી ટીમના ગુલડબ્બા ! અગીઆરે અગીઆર વિકેટનો મારો.

**સુધા :** આવ્યાં–આવ્યાં ! "આજ મારે ઘેર, થાય લીલા લહેર," ભલાં, તમે સ્હેજ મોડું કર્યું હોત તો અજિતભાઈ અકાળે આપઘાત કરવાના હતા.

[ અશોક, બિન્દુ, ડોલર, મેના આવે છે. ]

**અશોક :** અરે, એમ તે કંઈ થવા દેવાય ! અકાળે તો કશું કરવું જ નહિં !

**બિન્દુ :** અને જે પણ કાંઈ બને છે તે બરાબર અને ખરે કાળે જ બને છે એમ માની લેવું.

**અજિત :** ચાલો ભાઈ ચાલો, હવે જલદી કરો, મોડું થશે તો થીએટરવાળા અરધે રિહર્સલે આપણને બહાર કાઢી મૂકશે.

**મેના :** અમને વાર ક્યાં છે ? એટલા માટે તો તૈયાર થઈને જ આવ્યાં છીએ.

અશોક : જરા સબૂર : રિહર્સલ પૂરું થશે એટલે બધાં નાસભાગ કરવા માંડશે માટે અત્યારથી જ કહી દઉં : હું અને બિન્દુ.

ગજેન્દ્ર : અદરાયાં !

સુધા : ગ્રેન્ડ, સિમ્પ્લી ? ગ્રેન્ડ.

સુધા બિન્દુને ભેટે છે. બધાં મુબારકબાદી આપે છે.

ડોલર : પણ સુધા બહેન, તમે જરા થોડો જેટલો આનંદ અમારે માટે તો રાખો.

ગજેન્દ્ર : હેં તમને વળી શું થયું ?

મેના : અમે પણ અદરાયાં.

સુધા : બ્યુટિફૂલ–બી–યુ–ટિ–ફૂ–લ, મેના ડારલિંગ.

[ સુધા મેનાને ભેટે છે. બધાં પાછાં નવાં જોડાંને મુબારકબાદી આપે છે. ]

અજિત : ત્યારે હવે નવ્વાણું ત્યાં ભર્યા સો, સુધા બહેન ! તમે અને ગજેન્દ્ર પણ –

ગજેન્દ્ર : હું તો તૈયાર છું, પણ એ માને છે ક્યાં ?

સુધા : હું આવા કશામાં માનતી જ નથી.

ગજેન્દ્ર : બીજી વાતોમાં ન માનવું હોય તો ન માનતી પણ એક આ વાતમાં માની જાને.

સુધા : ગિજુ ! ડોન્ટ બી આ ફૂલ.

અજિત : ગજેન્દ્ર, હમણાં ચોઘડિયું સારું નથી લાગતું. પછી ટ્રાય કરજો. ત્યારે જુઓ, આવવાનાં હતાં એટલાં બધાં આવી ગયાં. આપણે રિહર્સલ શરૂ કરીએ. નાટકના બે ચાર જેટલા શો થવાના હોય તેટલા થઈ રહે ત્યાં સુધી હવે કોઈ ગમે તે કારણે પણ નિવૃત્ત નહિ થાઓ એટલી મારી વિંનતી.

જોગી : હવે એવાં ચિહ્ન તો જણાતાં નથી. પછી તો પ્રભુ જાણે !

**કમળ**: આશાવાદી ના થતા હો! આ જોડામાંથી કોઈ પરણી બેઠું તો ?

**અજિત**: તો, મહેરબાન, હું પહેલેથી કહી દઉં છું કે નાટક પૂરું થાય નહિ ત્યાં સુધી રંગભૂમિના દેવની આણ છે કે કોઈએ હનીમૂન કરવા નહિ જવું.

**સુધા**: પણ બબ્બે જોડાં સંધાયાં તો બબ્બે ડિનરનું શું ?

**બિન્દુ**: બધું કરશું. પણ હવે એક વખત આ અજિત-ભાઈને ગધેડે ચડાવ્યા તે ગામને પાદર મૂકી ન આવીએ ત્યાં સુધી કશું નહિ.

**અજિત**: થૅંક્યુ વેરી મચ, બિન્દુબહેન—હં, ચાલો, પરદો પડયો. બધાં અંદર ચાલ્યાં જાઓ.

[ ત્રણ ઘંટડી વાગે છે. અંદરનો પરદો ઉપડે છે. "પ્રેમપંખીડાં" નાટકનું ડ્રેસ રિહર્સલ શરૂ થાય છે. ]

યુદ્ધ વિરામ પછી, સાગરની લ્હેરોમાં
જેમ રહી ગઈ હોય સુરંગ,
વર્ષોના વ્હાણાં વીતે, ફાટી જગવે જંગ;
એમ પૂર્વના હિડમ્બવનમાં—આધુનિક જોગેશ્વરીમાં,
રહી ગયા કો ઋષિ તપ કરતા
પ્રગટી દાખવે રંગ.

तामिस्रं दलमञ्जसा विदलयन् इन्दीवरं नन्दयन्
विश्वं राजतरश्मिभिः धवलयन् धन्यो हिमांशुर्यथा ।
भिन्दन् मोहतमस्तथैव सुमति ज्योतींषि विद्योतयन्
धन्योऽयं भुवि तापसेन्दुरनिशं भूयात्सतां शान्तिदः ॥

( ભેદી સત્વર અન્ધકાર દલને, ખીલાવતો કૈરવો,
રૂપેરી કિરણોથી વિશ્વ રસતો, થાયે શશિ ધન્ય આ;

ટાળી મોહતમિસ્ર, તેમ સુમતિજ્યોતિ જગે રેલતો,
થાઓ ધન્ય તપસ્વિચન્દ્ર સહુનો કલ્યાણકારી સદા. )

ભૈરવ: બંધેજ : આઠ માત્રા,

છાઇ છાઈ વનની વનરાઇ,
કોકિલ ગુંજે ગીતો ગાઇ,
છાઇ વનની વનરાઈ.

જાણે તેજલ રવિનું રશ્મિ,
અનન્ત સાધે એક તપસ્વી,
શાન્ત વને શાન્તિ પથરાઇ,
છાઇ વનની વનરાઈ.

છાઇ છાઇ વનની વનરાઈ,
જુગ જુગના જામ્યા ધરતી થર
વૃક્ષ ઉગ્યાં ઋષિવરના શિર પર
તો યે શોભે સ્થળ પર સ્થાયી,
છાઇ વનની વનરાઈ

શાન્તિ શાન્ત શાન્તિ:
સ્થૂલ નહિ, ચેતનમય શાન્તિ,
જીવનમાં લાવે જે ક્રાન્તિ,
શાન્તિ શાન્તિ શાન્તિ.
અદ્ભુત અગમ્ય શાન્તિ,
શાન્તિ શાન્તિ શાન્તિ.

મન્ત્ર મુગ્ધ થઈ તરુ હાલે નહિ,
પશુ પંખી વનમાં ચાલે નહિ,
સમીર, સરિતા વન ઉપવનનાં
શાન્તિ ઋષિની સંભાળે તહીં
શાન્તિ શાન્તિ શાન્તિ.

तामिस्रं दलमञ्जसा विदलयन इन्दीवरं नन्दयन्
विश्वं राजतरश्मिभिः धवलयन् धन्यो हिमांशुर्यथा ।
भिन्दन् मोहतमस्तथैव सुमति ज्योतींषि विद्योतयन्
धन्योऽयं भुवि तापसेन्दुरनिशं भूयात्सतां शान्तिदः ॥

મિશ્ર ભૈરવ: કેરબો.

ત્યાં જોબન જગનાં જોબનવંતાં
પિક—નિક પર
એન્ડ—વીક પર
રસિક–રસિકા રંગે રમતાં જોબન જગનાં.
તીતકતા ગદીગન ધા,
તીતકતા ગદીગન ધા, ધા,
તીતકતા ગદીગન ધા,
તાલે નર્તન કરતા ફરતાં જોબન જગનાં.
જોબન કેરી જોડલી થઇને,
પ્રેમ પંખીડાં આવે ભમતાં,
એક બીજાંની સંગે રમતાં જોબન જગનાં.
એકમેકના વિરહે ઝૂરે,
રોજ પ્રીત–ગીત હૈયે સ્વરે;
અમારે ટોડલે બોલે,
પ્રેમ વનની પંખિણી રે મારે ટોડલે બોલે,
અમારે ટોડલે બોલે.

[ગાયકવૃન્દ ગાતું બંધ થઇ જાય છે. થોડી વાર પછી ઋષિ થનાર યુવક કમળ ઊભો થઇને આવે છે.]

**કમળ :** અજિત ! અજિત ! મોટો દિગ્દર્શક થઇને બેઠો છે તે ક્યાં છે ?

**અજિત :** આ રહ્યો, ભાઇ, આ; જરા ધીરે બોલને. હું ક્યાં બહેરો છું !

**કમળ** : તો પછી આ એકદમ સંગીતની ફ્યુઝ કેમ ઊડી ગઈ? પેલી છોકરીનો અહીં 'સોલો' છે ને? તેનું શું થયું?

**અજિત** : થાય છે ભાઈ, સોલો પણ થાય છે.

**કમળ** : અરે શું કપાળ થાય છે! હું તે કાંઇ લાકડાંનો બનેલો છું કે આ સ્થિતિમાં બેસી રહું! જ્યારે મારી આઇટેમ આવવાની થાય છે ત્યારે ત્યારે જ કાંઈ ગોટાળો થઇ જાય છે.

**અજિત** : સોલો તો આ સરયૂબહેનને ગાવાનો છે.

**કમળ** : તો પછી ગાય–મેં ક્યાં ના પાડી છે!

**અજિત** : શાન્ત થાઓ, ઋષિ મહારાજ, શાન્ત થાઓ. ના તમે નથી પાડતા–આ સરયૂબહેન પોતે ના પાડે છે.

**કમળ** : હેં હેં! તમે શું કહો છો? તમે બધાં નાટક કરવા બેઠાં છો કે ફારસ?

**અજિત** ; બંને ભેગાં. જો ને કમળ, તું કાંઇ ખરો ઋષિ તો નથી ને કે આટલા ઘાંટા પાડે છે! જરા શાન્ત થા. હું સરયૂબહેનને કારણ તો પૂછું ને. સરયૂબહેન, તમે કારણ કહો તો કાંઇ સમજણ પડે.

**સરયૂ** : બધાંની વચમાં હલકી પડું કેમ? પણ એમાં હું ક્યાં કશું ખોટું કહું છું કે મારે શરમાવું પડે! આજે સવારે મારા એ–એટલે જાણે કે રણજિત આવી પહોંચ્યા છે. એટલા માટે મેં તમારી પાસે એક કૉમ્પ્લિમેંટરી ટિકીટ માગી તે તમે આપવાની ના પાડો છો.

**અજિત** : પણ હું તો એકને બદલે એકવીસ આપવા તૈયાર છું.

**સરયૂ** : એવી 'ચીપ' ટિકીટ મારે નહિ જોઇએ.

**અજિત**: ત્યારે હું મોંઘી ટિકીટ હવે લાવું પણ ક્યાંથી? તમને 'પ્લૅન' બતાવું. એક પણ ખુરશી ખાલી નથી. બીજા શેમાં આપું, જોઇએ તો.

**સરયૂ**: તમે નાહકની માથાકુટ શીદ કરો છો? મારે તો પહેલા શોની જ જોઇએ.

**અજિત**: તે તો નથી, ભાઇસા'બ, તમે કહો તેમ કરૂં.

**સરયૂ**: હું તમને ક્યાં ફરજ પાડું છું! તો પછી હું ગાળામાંથી નીકળી જાઉં છું.

**અજિત**: અને તમારે બદલે હવે આજે હું કોને લઇ આવું?

**સરયૂ**: તે તો તમે જાણો.

**બિન્દુ**: એક સારી ટિકીટ જોઇએ છે ને?

**સરયૂ**: હું ક્યાં વધારે માગું છું!

**બિન્દુ**: મારી પાસે આ એક પંદર રૂપિયાની ટિકીટ વધારે છે. લઈ લો.

**સરયૂ**: પંદર રૂપિયા?

**બિન્દુ**: સરયૂ, ડોન્ટ બી સીલી. ટિકીટ નથી તે અજિત તને ક્યાંથી આપે? અને મારી પાસે આ વધારાની છે. હું તારા પર પાડ ચડાવતી નથી અને વેચાતી પણ આપતી નથી.

**સરયૂ**: થેંક યુ, બિન્દુ, પણ હું ગેરવાજબી માગણી તો નહોતી કરતી ને?

**અજિત**: અરે બહેન, એ શું બોલ્યાં! આ તો મારી પાસે નહોતી એટલે લાચારી બતાવવી પડી—બાકી જોઇએ તેટલી ટિકીટ માગોને. તમારે બધાંને વડે તો આવાં નાટકો થાય છે. લો, ચાલો. ઋષિ મહારાજ, પાછા તમે તમારા આસને ગોઠવાઈ જાઓ.

**કમળ :** (જતાં જતાં, હસતાં હસતાં) જો હવે મને હેરાન કર્યો છે તો હું તને ખરેખર શાપ આપીશ હો.

**સરયૂ :** પ્રેમવનથી પ્રેમસરિતનાં પાણી લાવી ખોબે ખોબે,
કોઈ તરસ્યાંને બોળે, અનોખી બોલી બોલે,
અમારે ટોડલે બોલે,
મારે ટોડલે બોલે.

* * *

**સંગીત નૃત્ય**

આમ મળીને વૃન્દ સકળ એ સંગ રંગમાં રાચે,
કોઇ બનીને કવિતા કવિની, કવિરાજને યાચે.

મિશ્ર ભીમપલાસ : હીંચ

મને આભલાંની કોરથી ઉતારો, કવિરાજ !
મને આભલાંની કોરથી ઉતારો.
ગોઝારી ભોમ કેરો જોવો છે આજ મારે
રંગ્યો રૂધિરથી મિનારો, કવિરાજ !

કંઇક દિ'ની તારલીઓ વૃન્દમાં મૂંઝાઈ મરૂં,
ચારુપ્રભા ચાંદનીમાં રમતાં દઝાઇ મરૂં,
મને 'આંબલિયા ડાળ'થી ઉગારો, કવિરાજ !

ધરતીની ધૂળ માથે ચાંપવા દો ચરણ જરી,
પીડિત કેરી ઝુંપડીઓ જોવા દો નયન ભરી,
મને ઝાલવા દો હાથ કો નોંધારો, કવિરાજ !

ટહુકન્તી કોયલમાં કંઠ મારો રૂંધાયે,
હૈયું મારૂં મરતી માનવતાનું ગીત ગાયે,
હવે શામળીઓ લાગે અકારો, કવિરાજ !

સાધ્યો સધાય કેમ સ્વર મારો સ્હેજમાં,
જ્યાં રંક મારી રાય સૂતા ફૂલડાંની સેજમાં,
મને શોભશે ગરીબ 'એકતારો' કવિરાજ !

શબ્દોના શણગારે રીઝે નહિ મન મારૂં,
વાણીના વૈભવમાં કરતાં સૌ મારૂં–તારૂં,
હવે ખોટાં આંસુડાં ના સારો, કવિરાજ !

જીવનને વીણવા દો ! જીવનીયું માણવા દો !
કોઈક દિ' તો લોકસંગ આંસુડાં સારવા દો !
હવે સંગ રહી સાધો સથવારો, કવિરાજ !

* * *

સંગીત–નૃત્ય

* * *

"કોણ ? કોણ ?"
કહી ઋષિ ત્રાડુકયા
" ત્રાહિ ! ત્રાહિ ! ત્રાહિ !

હિડમ્બાના આ કાનનમાં
કોણ નાચતું ગીત ગાઈ ?
કોણ ? કોણ ? કોણ ?"

* * *

સંગીત–નૃત્ય

* * *

અમે નવજુગનાં નવજાયાં
 નવીન સૃષ્ટિના નવલા રંગે
 રગ રગમાં રંગાયાં ... અમે નવ.

બ્રહ્મર્ષિ ! બહુ મોડા જાગ્યા
 આ નવલાં વ્હાણાં વાયાં.
સત્યયુગ વીત્યા,
 ત્રેતા, દ્વાપર, કલિયુગ વીત્યા,
 આ ગાંધીયુગની છાયા ... અમે નવ.

એ ગયો જમાનો બાલિશ,
 આ ઓગણીસેં છેતાલીશ ... અમે નવ.

* * *

સંગીત : નૃત્ય

* * *

આ હેડમ્બાનું વન નથી,
 આ સ્ટેશન છે જોગેશ્વરીનું,
કોઇ સમી આથમતી સાંજે, મિલન છે હૃદયેશ્વરીનું;
તમે જે પ્રભુને આરાધો એની તો ટ્રાન્સફર થઈ ગઈ,
આ નવા નાથની નીમણુંકમાં, બસ, ફરજ્યાત થૈ થૈ થૈ થૈ.

* * *

સંગીત–નૃત્ય

* * *

ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્
ક્રોધિત થઇને ઋષિ ઉચર્યા :

ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્

– તાં ડ વ –

આજે પાપ તણી મર્યાદા કેરૂં આવ્યું પૂર્ણ વિરામ,
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.

એક નહિ પણ બે બે દોષો, એનું છેવટ આજે જોશો,
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્,

અખિલ બ્રહ્મનું શ્રેય લાધવા કરી રહ્યો છું અહીં સાધના,
પુણ્યભોમમાં નિર્લજ્જ નર્તન કરીને બાંધ્યા ભાર પાપના,
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.

જુગ જુગ જૂની સ્થાપિત એવી
ભંગ કરી મુજ આરાધના,
આર્યાવર્તનાં કુસંતાનો નિરખી મુજને થઇ ઘૃણા,

સાલ ભલે હો છેંતાલીશ,
જીવન લ્યો સૌનાં સંભાળી,
તેજભર્યાં મુજ નયનો એવાં
સમસ્ત જગ દઉં બાળી;
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.

– તાં ડ વ –

એક બીજાંને ચીમટી તાણી
યુવક–યુવતીનું વૃન્દ વદે સૌ:

વાત બની શું આ અણજાણી ?
આ સ્વપ્ન હશે કે સાચું ?
આ કેમ કપાયું કાચું ?
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.

"શાન્ત બનો !" કહી ઋષિ ફરી ઉચર્યા શાન્ત બનો !
કરમાં જળ લઈ શાપ ભણું છું,
સૂણો સૌ આ પાપી જનો–શાન્ત બનો !
જેમ ભૂલ્યો દુષ્યન્ત શકુન્તલ, જેમ પુરુરવા ઉર્વશી,
વિરહે ઘૂમે જલ જલને સ્થળ

તેમ તમારાં સ્નેહલ વૃન્દે પ્રિયા ભૂલશે પ્રિયતમ સ્નેહલ;
પુરુષ થઈને બધા બાયલા, આ જીવન અવતારે.
ઝભ્ભા ધરીને વાળ વધારી ફરશે આ સંસારે,

સ્ટેશન સ્ટેશન ભટકયા કરશે,
નર્તન વિણ કો કામ ન સૂઝે,
શાપ વેણ મારાં ફળશે;
રૂપવંતી દેખીને બળશે, નયને વિરહ–આંસુ ઢળશે,
જીવન ભર સૌ નાચ્યા કરશે;
ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.

–સંગીત–

ભૈરવ :

ભયભીત થઈને ત્રાસી ઊઠયાં સૌ નવીન જગનાં નવબાળાં,
કયાંથી ક્રોધિત રાજઋષિ આ સૃષ્ટિમાં સરજાયા ?
એક કહે : હું "બારિસ્ટર થવાનો છું તેનું શું થાશે ?"
કોઈ કહે : 'મુજ મેડિકલ ફી ભરી દીધી શું એળે જાશે ?'

કોમ્પ્રોમાઇઝ કરો ઋષિ, કોમ્પ્રોમાઇઝ કરો,
કોમ્પ્રોમાઇઝ કરો.

આપ છો મહાન, પ્રભુ ! આપ છો મહાન,
અમે છીએ વિશ્વકેરાં વહેંતીઆં નાદાન,
હોય જો ગુનોહ કદી, ઉર ના ધરો ......કોમ્પ્રોમાઇઝ.

આપ છો પુરાતન કાળ કેરા ઋષિરાજ,
ફેરવવા શાપવેણ ચાલ્યો આવતો રિવાજ,
એવા ગત કાળ કેરા મહાન હતા ઋષિવરો.. કોમ્પ્રોમાઇઝ.

ધિકતામ્ ધિકતામ્ ધિક ધિક ધિકતામ્ ધિકતામ્.
ઋષિવર બોલ્યા આવો આમ,

જેમ ધનુષ્ય દોરથી છૂટયાં શર ફરતાં નથી કદી પાછાં,
એમ વળી ના વળતી પાછી શાપ દીધી ઋષિવરની વાચા;
સંત પુરુષને પાપયુગમાં જીવવું જરીએ ના શોભે,
લઇ સમાધિ જાઉં છું હું પ્રભુ વિરાજે જે લોકે;
જાતાં જાતાં ફરી ઉચરું છું, થોડો કાંઇ અવકાશ કરું છું,
સમય હજી એ રહેશે થોડો, સંગ રંગમાં રમી લેવાનો,
ગીત અધૂરું રહ્યું પ્રેમનું એક વાર ફરી ગાવાનો.

અમારે ટોડલે બોલે,
મારે ટોડલે બોલે,
પ્રેમવનની પંખિણીરે મારે ટોડલે બોલે,

અમારે ટોડલે બોલે
અનોખી બોલી બોલે.
અમારે ટોડલે બોલે.

પ્રેમવનથી પ્રેમસરિતનાં પાણી લાવી ખોબે ખોબે,
કોઇ તરસ્યાંને ખોળે, અનોખી બોલી બોલે,
અમારે ટોડલે બોલે.
મારે ટોડલે બોલે.

— સંગીત —

ધીમે ધીમે શાપ ઋષિનો નિજ અસર ઉપજાવે
ઝૂરી ઝૂરતાં પ્રેમલ યુગલો એકમેકને ભૂલતાં જાયે.

ભૈરવી : દાદરો

આજ, સખી ! ઉર સાગર આરે
ઊતરતાં પાણી;

આજ, સખી ! રત્નાકર દ્વારે
ઓસરતી એંધાણી;

હજી ગઈ કાલે તો નિતર્યાં નયને પાંપણ ભીંજાણી,
હજી ગઈ કાલે તો વાત અજાણી–જાણી પિછાણી.
આજ, સખી ! હસતી દૂર ઊભી મનની મહારાણી,
આજ, સખી ! ઉરસાગર આરે ઊતરતાં પાણી.

અહીં રેતીને ઢગલે રમતાં,
મનનું મન્દિર બાંધ્યું;

અહીં પૂનમની રાતે ગાતાં,
હૈયાંથી હૈયું સાંધ્યું;

આજ, સખી ! એ હૃદય–મૂર્તિને કોણ ગયું તાણી ?
એ ઊતરતાં પાણી !
આજ, સખી ! ઉર સાગર આરે ઊતરતાં પાણી.

હૈયું નિચોવી દીધું તો યે
    કહેશો શું ઓછું આવ્યું ?
કે દ્વાર હૃદયનાં બંધ કરીને
    કોઇ નથી એવું કહાવ્યું ?
આજ, સખી ! કાં વિષમય થઇ એ અમૃતમય વાણી,
    આજ, સખી ! ઉર સાગર આરે ઊતરતાં પાણી.
યાદ કરો પૂનમનો શશિયર,
        સાગરની ભરતી.
    યાદ કરો મનને મહેરામણ
        હૈયાંની હોડી તરતી,
આજ, સખી ! એ ડૂબતી નૈયાં, વાતો વિસરાણી;
આજ, સખી ! ઉર સાગર આરે ઊતરતાં પાણી.
હજી હમણાં તો સમસ્ત જગને ઊંચકી દૂર મૂકાયું,
હજી હમણાં તો આંસુ વિરહનું ચન્દ્ર થઇ સૂકાયું;
આજ, સખી ! એ વિસરી વાતો વેરણ થઇ વેરાણી,
આજ, સખી ! ઉર સાગર આરે ઊતરતાં પાણી.

* * *

સંગીત.



## રેડિયો અને રેકોર્ડો દ્વારા

જેની સ્વરમાધુરીએ ગુજરાતને
ઘેલું કર્યું છે એ શ્રી. અવિનાશ
વ્યાસના ગીતસંગ્રહો



## દૂ ધ ગં ગા

ગરબા, ગીતો અને ભજનોનો
દળદાર લોકપ્રિય સંગ્રહ
નવી સુધારેલી બીજી આવૃત્તિ
આશરે ૩૦૦ પાનાં : છપાય છે.



## છબછબીયાં

બાલમાનસની હૂબહૂ છબી
રજુ કરતાં સચિત્ર ગીતો
૦-૮-૦



## મી રાં બા ઇ

અવિનાશ વ્યાસની લોકપ્રિય નૃત્ય-નાટિકાઓ
અત્યારસુધીમાં ભજવાઇ ગયેલા Ballet
Dances ઉપરાંત નરસિંહ મહેતો તથા
બીજી નવીન કૃતિઓનો સુંદર સચિત્ર
સંગ્રહ :: છપાય છે



ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઈ ૨

હિંદ અને સંસ્કૃતિ સાહિત્ય



હાસ્ય ને હાજર જવાબીની
૯૬ વાર્તાઓ : ૩૭૨ પાનાં
નવી આવૃત્તિ રૂા. ૪-૮-૦



ચૌદ ચોટદાર સામાજીક
વાર્તાઓ ૨૪૦ પાનાં
રૂા. ૨-૮-૦



શ્રી. ભોગીલાલ ગાંધીની
હૃદયંગમ નવલિકાઓ
૨૮૦ પાનાં રૂા. ૩-૦-૦



શ્રી. ધનસુખલાલ મહેતા-
ની હાસ્યરસિક વાર્તાઓ
૨૦૦ પાનાં રૂા. ૧-૮-૦



શ્રી. મસ્તફકીરની હાસ્ય
અને મજાકભરી વાર્તાઓ
૧૬૨ પાનાં રૂા. ૧-૦-૦

શ્રી. ચુનીલાલ મડિયાની
૨૭ લાક્ષણિક વાર્તાઓ
રૂા. ૪-૮-૦



ન્હાનાલાલ કવિની
છેલ્લી પ્રસાદી

સંસાર અને સંન્યાસનો
સમન્વય શીખવતું નાટક
રૂા. ૩-૦-૦



યાદવાસ્થળીના પ્રસંગનું
કરુણ ગંભીર કાવ્ય
રૂા ૩-૦-૦



જ્યોતીન્દ્ર દવેની હાસ્ય
રસિક સળંગ વાર્તા
છપાય છે



શ્રી. ક્રૌંચકનું સળંગ
પ્રવાહી પ્રણયકાવ્ય
રૂા. ૧-૮-૦